॥ ॐ ॥

# ॥ शिव हस्तामल गीता ॥

## ભજનાદિ-સંગ્રહ સાથે.

સને ૧૯૨૯.

સંપાદક,—
સ્વ. પટેલ હરિદાસ મેપાભાઇ.
ગોધા.



# ॥ शिव हस्तामल गीता ॥

## ભજનાદિ-સંગ્રહ સાથે.


સંપાદક:—

સ્વ. પટેલ હરિદાસ મેપાભાઈ-ગોત્રા.



પ્રકાશક:—

માધવજી હરિદાસ બારડ

ગોત્રા.

મૂલ્ય.

| | | |
|---|---|---|
| સંવત | પાકું પૂંઠું ૦—૭—૦ | પ્રત |
| ૧૯૮૫ | કાચું ,, ૦—૫—૦ | ૫૦૦ |

# નિવેદન



મનુષ્ય પર રહેલાં અનેક જાતનાં ઋણોમા પિતૃઋણનું મહત્વ વધારે મનાય છે ઋણીની ફરજ છે. કે તેમાંથી અમુક અંશે મુક્ત થવા પ્રયાસો કરવાજ જોઈએ. આત્માના અસ્તિત્વમાં તેની ઇચ્છાને અનુસરીને વર્તવું અને સદ્ગતિને પામ્યાબાદ તેની અપૂર્ણ રહેલ ઇચ્છાઓને અનુસરવું, તે તેનાં સંતાનોની ફરજ છે. ઉક્ત વિચારોને અવલંબી આ પુંસ્તક પ્રગટ કરવાને હું પ્રેરાયો છું. સ્વર્ગસ્થની અંતિમ ઈચ્છા—"આ જુની પ્રત છપાઇ ધર્મ પ્રેમીઓના ઉપયોગમાં આવે તેમ થાય તો સારૂં!" પરમાત્માએ, એ અપૂર્ણ રાખેલ ઇચ્છાને અનુસરતું આ પુસ્તક પ્રગટ થાય છે.

આજથી દશવર્ષ પહેલાં **शिव हस्तामल गीता** નું પુસ્તક સ્વર્ગસ્થને ઉકરડામાંથી હાથ લાગેલ. ફેંકનારાએતો તેને નિરૂપયોગી માની ઉકરડાને સ્વાધીન કરેલ, ધર્મશીલ આત્માની દૃષ્ટિ તેના પર પડતાં ખંખેરી–સત્કારી લીધું.

એકસો પાંચ વર્ષની આયુષ્ય વાળું સુંદર હસ્તાક્ષર યુક્ત. કિંમતિ ધાર્મિક તત્વોથી ભરપુર પુસ્તક પ્રાપ્ત થતાં તેઓ પોતાને અહોભાગ્ય માનવા લાગ્યા. ઘણો વખત તેનું વાચન અને મનન સંત સમાગમની સાથે આવા ધાર્મિક પુસ્તકનું અધ્યયન તેમને બહુજ કિંમતિ થયું.

સંત સમાગમમાં સંગ્રહ કરેલાંય ભજનો અને પદો ને પણ આમાં સ્થાન આપેલ છે તે અસ્થાને તો નહિજ ગણાય.

પુસ્તકમાં રહેલી એકસો પાંચ વર્ષ પરની જુની ભાષા અને જોડણી પ્રમાણે પુંસ્તક પ્રગટ કરવામાંજ તેનું મહત્વ પુરાતત્વ શોધકો માને. અને તેમાંજ તેની મહત્તા સમાયેલ છે પણ અમોએ સાધારણ માણુસોની સરળતાની ખાતર તે રીતનું ઉલંઘન કરેલ છે. ઘણાક પ્રાચીન શબ્દોની જગ્યાએ અત્યારની ભાષામાં પ્રચલીત શબ્દોનો પ્રયોગ કરવામાં આવેલ છે, જોડણીમાં પણ થોડો ઘણો સુધારો કરેલ છે

ઉક્ત ફેરફારો ને લઇ વાંચકવર્ગને અમુક અમુક જગ્યાએ ત્રુટીઓ જણાશે તે લાચારીથી રહી ગયેલ છે, કોઇ સજ્જન તરફથી સુચનાઓ થશે તો અમો તેને બીજી આવૃતિમાં સુધારી લઇશું. સ્વર્ગસ્થની હયાતીમાં આ કાર્ય થયું હોત તો ઘણુંજ સુંદર બનત.

આ પુસ્તકના મૂળ કર્તાનો તો આ પુસ્તકનો ઉપાસક વર્ગ આભારીજ રહેવાનો—એ મહાન આત્માને કોટી કોટી વંદનજ હો!

આ જુની પ્રત અને ભજનાદિક સંગ્રહને વ્યવસ્થિત બનાવી પ્રગટ કરવામાં મને અમદાવાદ નિવાસી શ્રીમાન પુંજાભાઈ ગો૦ વાળા અને રા. માસ્તર વેલજીભાઈએ જે સહાય આપી છે. તેનો પણ હું આ સ્થળે આભાર માનું છું.

મુદ્રક વાડીલાલભાઇએ જુની લીપીને નવા સ્વરૂપમાં ગોઠવવામાં મને સહાય આપી ઋણી બનાવેલ છે

પિતૃઋણી તરફથી પ્રગટ થયેલ આ પુસ્તકને આપ વાંચન સાથે મનન કરી વધાવી લેશો. એજ ઇચ્છા **इत्यलम.**

ગોધા. | લિ.
તા. ૧—૫-૨૯ | **માધવજી હરીદાસ**
ગોધા —



**સ્વ. હરિદાસ મેપાભાઈ: ગોધા**

જન્મ: સં. ૧૯૦૭ના પોષ સુદી ૨ — અવસાન: સં. ૧૯૮૪ના શ્રાવણ વદી ૫

# અર્પણ પત્રિકા.



અનન્ય ધર્મ પ્રેમી સદ્‌ગત

પૂજ્ય પિતાશ્રી હરિદાસ

મેપાભાઇ

ને

આ

शिव हस्तामल गीता रुपी

પુષ્પ ભક્તિ પૂર્વક

અર્પણ કરૂં

છું.

હું છું.

આપનો—

‘ માધુ ’

# —: સદ્દગત્ હરિદાસ મેપાભાઇ

સ્વર્ગસ્થનો જન્મ ગોઘામાં સંવત ૧૯૦૭ ના પોષ સુદ બીજને દિવસે થયો હતો. જ્ઞાતિમાં કેળવણીનાં બીજ રોપનાર તેમના પિતાશ્રી મેપાભાઈ ભવાનભાઇ હતા, જેમણે પોતાના ધંધાની ટુંકી કમાણી ઉપર દુઃખ સહન કરી સ્વર્ગસ્થને કેળવણી આપી હતી.

સદ્દગતે અનેક સંકટો વેઠી 'મેટ્રીક' સુધીનું જ્ઞાન મેળવ્યું હતું. સતર વર્ષની વય સુધી ગોઘામાં અભ્યાસ કરી મુંબઈ ગયા જ્યાં લગભગ ૨૪ વર્ષની વય સુધીમાં અભ્યાસ પુરો કર્યો. ત્યારબાદ સને. ૧૮૭૬ની સાલમાં લક્ષ્મીદાસ ખીમજીની કંપનીમાં પ્રથમ રૂ. ૧૫ ના પગારથી નોકરીમાં જોડાયા પણ તે કંપની તુટવાથી સને ૧૮૭૯ની સાલમાં ધી બોમ્બે વોલેસ કંપનીમાં રૂા. ૨૫ ની નોકરી મહા મુશીબતે તેણે મેળવી હતી. જ્યાં તેમણે ૩૦ વર્ષ પ્રમાણિકપણે નોકરી કરી, તેના ઉપરી અધિકારી, ઓફિસનો સ્ટાફ, કાપડના વેપારીઓ તેમજ તેમના સ્નેહી વર્ગની ઘણી ચાહના મેળવી હતી ત્યારબાદ ૧-૧૦-૧૯૦૯ ના રોજ નાદુરસ્ત તબીયતને લઇ રૂા. ૫૦ નું પેનશન મેળવ્યું હતું.

પેનશન મેળવ્યા પછી તેમણે બાકીનું ૨૦ વર્ષનું જીવન જન્મભૂમિ ગોઘામા એકાંતમાં રહી ઇશ્વરભક્તિમાં આનંદથી વ્યતિત કર્યું.

કરકસરતા તે તેના આર્થિક જીવનનો મુખ્ય પાયો હતો. જાહેર પ્રતિષ્ઠા ને તે ચાહતા નહિ–તે હંમેશાં કહેતા કેઃ—"વધારે વ્યાવહારિક સહવાસમાં આવવાથી આપણે તેમની સાથે વખત ગુમાવવો પડે, જેને માટે આપણે જીવીએ છીએ તેતો જાણવાનો કે સમજવાનો વખતજ ન રહે ને મફતના માન મોટાઇમાં આયુષ્ય જતું રહે પછી આપણે આખરે પસ્તાવું પડે."

ગમે તેવા કઠણ સંજોગમાં પણ સહન શક્તિ ધારણ કરવી તે તેનો જીવન ક્રમ થઇ પડ્યો હતો. સગા સંબંધી તથા જ્ઞાતિ પ્રત્યે સમભાવથી તથાં દયાની લાગણીથી વર્તતા હતા મહાદેવના પરમ ઉપાસક હતા–

તેમનો મધુરકંઠ એ તેમને કુદરતીબક્ષીસ હતી-અને સુંદર અક્ષરો એ તેમની કેળવેલી કલા હતી–

શરીરનું પાલન કરનારા કરતાં શરીરની ઉપરાંત વૃત્તિ રાખનારા વધારે સારી તન્દુરસ્તી ભોગવી શકે છે તેટલુંજ નહિ પણ દિન પ્રતિદિન તેનો દેહ અધ્યાસ ઓછો થતો જાય છે.–

તેનો સચોટ દાખલો સ્વર્ગસ્થના સંસર્ગમાં આવનારાઓને ભાન કરાવતો હતો. તા. ૬–૮–૨૮ સંવત ૧૯૮૪ અધિક શ્રાવણ વદી ૫ સોમવારના રોજ અઢી વાગે ક્ષણ ભંગુર દેહનો ત્યાગ કરી પંચત્વને પામ્યા. તેની પહેલાં તેજ દિવસે સવારમાં નિત્યકર્મ આટોપી, બજારમાંથી ઘર માટે જોઈતી ચીજો ખરીદી ઘેર શાન્તિથી ભોજન કરી, રોજમેળ લખી, શાન્તિથી નિદ્રા કરી ઉભા થઈ ફકત માથાના દુખાવાની ફરિયાદ કરી તરતજ શાન્તિથી દેહ છોડી સ્વધામ વિરામ્યા તેજ તેમના પર ઈશ્વર કૃપા—

# વિષયાનુક્રમણિકા.







## —: શુદ્ધિ પત્રકમ. :—

| અશુદ્ધ | શુદ્ધ | પાનું | લીટી |
|---|---|---|---|
| દાદા | શ્રીદાદા | ૪ | ૬ |
| | ભક્તિ અને તાનનું સંમીલન | ૪ | ૧૭ |
| ક્રિયા ભાન | ક્રિયામાં ભાન | ૬ | ૪ |
| બિલે જાય | મિલે જાય | ૮ | ૭ |
| નિરચ્યાં | નિશ્ચે . | ૯ | ૧૭ |
| અચરાચર | સચરાચર | ૧૦ | ૪ |
| ચાલુરે | ચાલોરે | ૧૦ | ૧૮ |
| શચર શખરપર | શમર શિખરપર | ૧૧ | ૭ |
| ચાલુરે | ચાલો રે | ૧૧ | ૧૪ |
| જડહુ | જડહું | ૧૨ | ૧૬ |
| બિરૂખડી | બિરૂઘડી | ૧૩ | ૧૦ |
| વેગલી | વેગળી | ૧૫ | ૧ |
| ખોળે | ઓળે | ૧૫ | ૪ |
| ધન | વતુ | ૧૫ | ૯ |
| અમલો | અમળ | ૧૫ | ૧૪ |
| સાથજો | સાપજો | ૧૬ | ૬ |
| વિદી તેમ | વિદીતજો | ૧૬ | ૧ |
| કમળીએ | કલ્પીએ | ૧૬ | ૬ |
| દેખાયજો | દેવાયજો | ૧૬ | ૬ |
| ओर | ओरहा | ૨૩ | ૬ |

| | | | |
|---|---|---|---|
| યહ | હય | ૨૪ | ૭ |
| તાલે | તાતે | ૨૬ | ૨૧ |
| સબન | સબ | ૨૬ | ૨૨ |
| પરીશ્રમ | પરિશ્રમ | ૨૯ | ૧૦ |
| અવિક્ત | અવ્યક્ત | ૨૯ | ૧૧ |
| અર્વીગમ્ય | અગમ્ય | ૩૫ | ૧ |
| પ્રતે | પ્રત્યે | ૩૦ | ૪ |
| અવિક્ત | અવ્યક્ત | ૩૦ | ૧૦ |
| લહે | લય | ૩૦ | ૧૦ |
| અવિક્ત | અવ્યક્ત | ૩૦ | ૧૧ |
| ભેવ | ભેદ | ૩૦ | ૧૪ |
| પ્રવૃત | પ્રવૃતિ | ૩૧ | ૨ |
| નવૃતિ | નિવૃતિ | ૩૧ | ૪ |
| મીમશા | મીમાંસા | ,, | ૭ |
| હે | હોય | ,, | ૮ |
| અંન | અન્ય | ,, | ૧૦ |
| જજે | તજે | ,, | ૯ |
| સાંત | શાંત | ,, | |
| પુરાણુ | પુરણ | ૩૨ | ૧૩ |
| અવિછંન ને | અવિછિન્ન | ૩૩ | ૧ |
| કૂટીસ્થ | કૂટસ્થ | ,, | ૨ |
| આપે | આપો | ,, | ૩ |
| લિહી | લહી | ,, | ૫ |

 

| | | | |
|---|---|---|---|
| ષેચરી | ખેચરી | .. | ૮ |
| અક્રમ | અકર્મ | .. | ૯ |
| ષેખરી | ખેચરી | .. | ૧૦ |
| કુશ્મ | કુશમ | .. | ૧૫ |
| હું તુ તેના | હું મું તેની | ૩૪ | ૬ |
| પર્મ | પરમ | ૩૪ | ૯ |
| કહાં | કહ્યા | ૩૪ | ૧૮ |
| ભેવ | ભેદ | ૩૪ | ૧૬ |
| ઈડા | ઈંગિલા | ૩૫ | ૪ |
| દક્ષણા | દક્ષિણ | ૩૫ | ૭ |
| મુજયરૂપ | પૂજયરૂપ | ૩૬ | ૧ |
| મહીભપ | મહીભૂપ | ૩૬ | ૨ |
| મોહી | માહી | ૩૬ | ૧૦ |
| વણરાધે | વણરાધે | ૩૬ | ૧૫ |
| જાઅ | જાય | ૩૭ | ૧૬ |
| નવ્ય | ન | .. | ૧૧ |
| નવ્ય | ન | .. | ૧૩ |
| નવ્ય | ન | .. | ૧૫ |
| સુભાવે | સ્વભાવે | ૩૯ | ૬ |
| દષ્ટિ | દષ્ટિએ | ૩૯ | ૭ |
| શવિ શાખ્ય | શિવ સાંખ્ય | ૪૦ | ૧૩ |
| શૂન્પ | શૂન્ય | ૪૦ | ૧૫ |
| ફુરી | મરી | ૪૨ | ૨ |

| | | | |
|---|---|---|---|
| માહે | મોહ | ૪૩ | ૪ |
| અહિંસા | હિંસા | ૪૩ | ૫ |
| એકકી | એકાકી | ૪૩ | ૧૩ |
| અભિધ્યાન | અભિમાન | ૪૪ | ૫ |
| જીવનમુકત | જીવનમુકતને | ,, | ૧૧ |
| લોક | લોક | ,, | ૧૨ |
| મનવચકાય | મનક્રમવાચ | ,, | ૧૩ |
| મર્મ | ભ્રમ | ,, | ૧૬ |
| નર્મ | ભર્મ | ,, | ૧૭ |
| નિભય | નિર્ભય | ૪૫ | ૩ |
| કરે | કહે | ,, | ૮ |
| જિતેન્દ્રિય સ્થ | જિતેન્દ્રિયસ્થિર | ,, | ૧૭ |
| બાલ | વાળે | ,, | ૧૭ |
| બોરે | જોએ | ૪૬ | ૨ |
| પ્રલપ | પ્રલય | ૪૭ | ૮ |
| પચવીર | પચવીસ | ૪૮ | ૪ |
| વૃદ્ધ | વૃદ્ધિ | ,, | ૧૧ |
| લાલ | લાળ | ,, | ૧૪ |
| વકૂત્રથી | અવ્યકતથી | ૫૦ | ૭ |
| વકત્રમાં | અવ્યકતમાં | ૫૦ | ૧૫ |
| હૃદયમાં | ઉદરમાં | ૫૨ | ૧ |
| વિષમારત જોડ | વિષે રત જોડ | ,, | ૬ |
| સાંભળી | સાંભળ | ૫૪ | ૧ |
| કહો | કહો તે | ,, | ૧૬ |

| | | | |
|---|---|---|---|
| કરે | કડે | ૫૬ | ૬ |
| નાસત | નાસન | ,, | ૧૬ |
| શુભધ્યાન | ગર્ભાધાન | ૫૭ | ૯ |
| ચિતામાં | ચિંતામણુ | ,, | ૧૨ |
| વકૃત્ર | અવ્યક્ત | ૫૯ | ૧૬ |
| વકત્ર | અવ્યક્ત | ૬૦ | ૪ |
| વક્રત્ર | અવ્યક્ત | ,, | ૯ |
| વકત્ર | અવ્યક્ત | ,, | ૧૦ |
| અવકત્ર | અવક્ત | ,, | ૧૨ |
| જ્યારે | અને | ,, | ૧૪ |
| ઠામ | વાંમ | ,, | ૧૫ |
| ઉત્પતિ | ઉંનમુની | ૬૧ | ૬ |
| દેવી | દેવીઅ | ,, | ૧૯ |
| અનછૂટે | એનછૂટે | ,, | ૯ |
| તમે | તમને | ,, | ૧૬ |
| સ્યાનક | સ્થાનક | ૬૨ | ૧ |
| મળગે માગ | મૂળગે માર્ગ | ૬૩ | ૧૩ |
| દામ | વામ | ૬૪ | ૧૭ |
| લિંગનાભ | લિંગનાભી | ૬૭ | ૬ |
| વર્ત્તકાલ | વર્ત્તીકાલ | ,, | ૭ |
| કહાંમે | કહ્યાં મે | ,, | ૮ |
| ભલી | ભવી | ,, | ૧૦ |
| સુક્ષ્મકાણુ | સુક્ષ્મકાળ | ,, | ૧૬ |
| મન | મને | ૬૫ | ૭ |

| | | | |
|---|---|---|---|
| એકુંન | અકન | ૬૯ | ૧૨ |
| શોયો | શોચ | ૭૦ | ૩ |
| શદ | સત | ,, | ૩ |
| નયણે | નિર્ણય | .. | ૬ |
| જીવન્મુકતી | જીવનમુકત | ,, | ૯ |
| અવિલો કે | અવિલોકો | ૭૪ | ૭ |
| ભ્રમારજ | ભ્રમારજ | ૭૫ | ૬ |
| માણી કપૂરમાં | માણીકપૂરમાં | ૭૫ | ૯ |
| અંગ | સંગ | ૭૬ | ૧૫ |
| દિવિ | દેવ | ૭૭ | ૩ |
| ઉત્તમ | ઉત્તર | ,, | ૯ |
| કૃતે | તે | ,, | ૧૦ |
| મટી | કટી | ,, | ૧૪ |
| ઉર્ધ્વ ઉર્ધ્વ | અધો ઉર્ધ્વ | ૭૮ | ૧ |
| બ્રહ્મ | બહ્મ તે | ,, | ૭ |
| દશ્યસંજ્ઞા | દશસંજ્ઞા | ,, | ૧૪ |
| એ મેં | એમાં | ૮૦ | ૮ |
| ન્યૂન | ન્યૂન ન | ૮૧ | ૧૦ |
| સ્વરતાં | સ્વરત્યાં | ,, | ૧૨ |
| આકર્મ | અકર્મ | ૮૨ | ૫ |
| મનલે | મનલય | ૮૩ | ૯ |
| સ્રાજ્ઞા | સ આજ્ઞા | ૮૪ | ૫ |
| ભૂતિવિષે | ભૂ વિષે | ,, | ૧૨ |

| | | | |
|---|---|---|---|
| ઇડા પીડા | ઇંગલા પીંગલા | ૮૫ | ૧ |
| ઉર્ધ્વ | ઉર્ધ્વે | ,, | ૨ |
| સરસ્વતી | સરસ્વતી નામ | , | ૩ |
| ત્રિકુટીએ | ત્રિપુટીએ | ,, | ૪ |
| ઈડા પગલા | ઇંગલા પીંગલા | ,, | ૭ |
| ગંધારી જીવા હસ્તિણી | ગંગાજમના હાસીણી | ,. | ૧૧ |
| ગંગા જીવા | ગંગા જમના | ,, | ૧૩ |
| પશમા | પશ્ચિમમાં | ૮૬ | ૨ |
| વામાંગે | વામમાર્ગે | ,, | ૪ |
| કહ્યો | કશ્યા | ,, | ૫ |
| સહસ્ત્રી | શાસ્ત્ર | ,, | ૧૦ |
| નાનાવિધ | નાંનાવિધ | ૮૮ | ૫ |
| એમાં | અમ | ,, | ૯ |
| નો | જો | ,, | ૯ |
| મોક્ષનોયે | મોક્ષન હોય | ,, | ૧૬ |
| કરે | કરે | ૮૯ | ૨ |
| શોભતા | શોષતા | ,, | ૪ |
| થોંપરાયે | થોપરાયો | ,, | ૬ |
| શિર ગુણ નિરગુણ | સગુણ નિર્ગુણ | ,, | ૧૧ |
| જ્યારે હોય | જ્યારે નિર્મળ હોય | ,, | ૧૩ |
| બુધ | બુદ્ધિ | ૯૦ | ૫ |
| દેહે | દેવ | ૯૧ | ૧ |
| સજે | સર્જે | ,, | ૩ |
| વડે | બધે | ,, | ૧૪ |

| | | | |
|---|---|---|---|
| જીવે | જીવ | ૯૩ | ૧૨ |
| આચરે | આસરે | ૯૪ | ૯ |
| વસે | વશ | ૯૪ | ૧૩ |
| તણો કહો | તણો | ૯૫ | ૮ |
| સિદ્ધાંત | કહો સિદ્ધાંત | .. | ૯ |
| નિશ્ચય | કહો નિશ્ચય | .. | ૧૧ |
| મત્ય | મતી | ૯૬ | ૨ |
| યોગેન્દ્રિય | યોગેન્દ્રિયં | ૯૭ | ૧૫ |
| નિરલંગ | નિરલીંગ | ,, | ૨ |
| લહ્યુ | લીધુ | ,, | ૧૫ |
| જેહ | નેહ | ૯૮ | ૧૩ |
| અકલ | અલ્પ | ,, | ૧૬ |
| વરનને | વરણુને | ૯૯ | ૩ |
| માહાઝાતકાર | માહાઝમકાર | ,, | ૧૬ |
| ઉર્ધ્વરેતા | ઉર્ધ્વરેતસ | ૧૦૦ | ૧૪ |
| કહેવી | કહેવો | ,, | ૪ |
| શાંકરીઓ | સાકરજો | ,, | ૩ |
| ગણ્યાની | ગમ્યા | ,, | ૧૦ |
| બદણી | બકણી | ,, | ૧૩ |
| વિષ | ચિત્ત | ૧૦૨ | ૬ |
| હંસ | હિંસા | ૧૦૪ | ૨ |
| કોય | કાંયે | ,, | ૫ |
| કહે | શિવે | ,, | ૬ |
| વિપ્રહામ | વિપ્રનુામ | ,, | ૧૩ |



# ઉપદેશ અને ભજનાદિ સંગ્રહ.

## પિતાશ્રીનો પરમ ઉપદેશ પુત્રને

ગુણવાળાને ઉપાસવાથી બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. આત્મ જ્ઞાન મેળવવાનું તે સો સાધન છે. જે દ્રશ્ય છે ને દેખાય છે તે સર્વે હું છું તમારા આત્માનું સ્વરુપ છે એવી રીતે નિશ્ચય કરવો. જે દેખાય છે તે હું નથી; હું તેનાથી અન્ય છું. એવી રીતે નક્કી કરવું. સુંદરવિલાસઃ-નિર્ગુણ ઉપાસનાઃ-પાની મેં ડુબત પાની ગ્રહેકીત્-સુંદર ત્યાં લગી અંધારી જેવરી, જ્યાં ન ધાઓ એક નિરંજન. અર્થઃ-ભવ-સાગર રૂપી પાણી છે ને બ્રહ્માથી કીટ સુધી સો પ્રાણી

છે, તે સઘળું પાણી છે. તેમાં કોઈ પણ પ્રાણી ડુબતો હોય, અને પાણીને પકડે એટલે બ્રહ્માથી કોઇપણ દેવને અધિષ્ટાન તરીકે પૂજે, પણ મુક્તિ ન મળે: એટલે પાણી પકડવાથી જીવતો ન રહે. માટે જ્યાં લગી નિર્ગુણ બ્રહ્મ ને જાણ્યો નહીં-ત્યાં સુધી અંધારી કોટડીમાં પડેલા છો.

**હમેશાં આત્માનોજ વિચાર કરવો ને તેનુંજ જ્ઞાન પ્રાપ્ત કરવા મહેનત કરો.**

સગુણ બ્રહ્મની ઉપાસના કરવા ઘણી મહેનત કરવી પડે. ને છેલ્લે બ્રહ્મલોક પ્રાપ્ત થાય. અને જ્યારે પ્રલય થાય ત્યારે મુક્તિ થાય. માટે પરમાત્માની ઇચ્છાથી આ જન્મમાં જ્ઞાન પ્રાપ્ત કરવા મહેનત કરવી. ને તેની પ્રાપ્તિથી અહીંજ મુકિત પામે. એટલે તેના પ્રાણ અહિંયાંજ લોપ થઈ જાય. પરંતુ જ્ઞાન મેળવવું ઘણું કઠણ છે. ઘણા સારા સંસ્કાર હોય તોજ જ્ઞાન પ્રાપ્ત થાય છે. અસ્તુ: ગોધા. તા. ૧-૮-૧૩. અષાડ વદી ચૌદશ ને વાર શુક્રવાર:—

જીવન મુક્ત પુરૂષનાં લક્ષણ એવાં હોવાં જોઇએ કે તે ફક્ત દ્રષ્ટારૂપે રહે. સારૂં અથવા નરસુ જુવે અગર સાંભળે અથવા સુખદુ:ખમાં સર્વેમાં તેને કિંચિત્ માત્ર અસર ન થાય તથા ચલાયમાન ન થાય. ફકત તે જોયા કરે. આત્મા જે દેહમાં રહ્યો છે તેની માફક અને જીવ

સંસારમાં ગુંથાએલો રહે. વિદેહ પુરૂષને સંસાર તદ્દન નજરે આવતો નથી. તથા દુનીઆ શું છે. ? તેનું ભાન પણ તેને નથી. મસ્ત જેને કહે છે. જેમ પરમાત્માને ગમતું હોય તેમ થાય છે. આપણે દુઃખી થઇએ. બડબડ કરીએ પણ પ્રાકતન ભોગવ્યા વિના છૂટકો નથી

ગોધા તા. ૯—૧૧—૧૭

---

## ગુરૂ આજ્ઞા.

## તું સ્વતંત્ર થા—

## તે માટે નિસ્પૃહ બન

## તેમ થવા માટે સાધારણ બાબતથી

## શરૂઆત કર.

---

૧ ચોખ્ખાઇ રાખ, અને સદાચાર ને પવિત્રતાઇ પાળ.

૨ ખાવા પીવા અને પહેરવાના, અને ભોગવવાના પદાર્થ સાદા, કમી, નિયમિત, ને પોતાનો જેની પર હક હોય, તેવાજ રાખ

૩ ઉત્તમ વ્રત પાળ.-પ્રિયદેવની મંદિરમાં કે ઘરમાં પ્રાર્થના કર.

૪ ઉત્તમ ઉપાસના કર=સ્વાંધ્યાય તત્વ પ્રેમ, ને સત્કાર પૂર્વક પાળ.

૫ ઉત્તમ સત્સંગ રાખ=શ્રીગુરુવાક્ય શ્રવણુ કર, મનન કર, ને નિદિધ્યાસન કર.

ૐ અસાડ સુદ અગીઆરસ ૧૯૭૨ મંગળ.

ૐ ભગવતી વાસુદેવી નારાયણી કાળી સહાય.

---

સતારાના રહિશ દાદા મહારાજનો અંતિમ ઉપદેશ! જેઓ જ્ઞાતિએ વાળંદ છે જેને દક્ષિણમાં નાયી કહે છે.

---

## ભુલ તે ભોગ અને સ્મૃતિ તે વિષય—

તે બન્નેનો અર્થ, અજ્ઞાન દશામાં ભોગ હોય છે. અને જ્ઞાન કાળમાં ( તેજ જ્ઞાન વિષયરૂપ થઇ પડે છે, ) બંધનરૂપ થઇ પડે છે. અજ્ઞાની ભોગ ભોગવીને છૂટે ને નવી ઈચ્છા થયા કરે. તેવી રીતે જન્મ મૃત્યુ આધીન જીવન ગાળ્યા કરે. અને “ હું બ્રહ્મચારી છું ” એવું

જેણે માન્યું; અને આ સ્પર્શાદિક ન થવા જોઈએ, તેવી સ્મૃતિ મરતાં સુધી બ્રહ્મચારીના મનમાં રહ્યા કરે છે. એટલે તેવી જાતની સ્મૃતિ બંધનરૂપ થઈ પડે છે. જે કોઇ બન્યો કે હું વેદાન્તી છું, હું જ્ઞાની છું, "ઇ" તે, તેની સ્મૃતિવડે બંધનને પામે છે. માટે સ્વામી રામ કહે છે.

" *What is done Must be udone* "

તેમ થવું તેજ યોગ્ય છે. (મજબકી ફાંસી)

માટે (દાદા કહે છે તેમ) અજ્ઞાન દશામાંનું જીવનું સ્વરૂપ અને જ્ઞાન દશામાંનું ઈશ્વરનું સ્વરૂપ, બન્નેના સ્વરૂપને તજી દઇને, **નિજ** ( શુદ્ધ અખંડ બ્રહ્મ, જેના વડે, જીવ ઇશ્વરનું અસ્તિત્વ છે, ને તેમ માનીને માયા સિદ્ધ થાય છે; જે વિચાર કાળમાં માત્ર, શુદ્ધ અખંડ બ્રહ્મજ અનુભવવામાં બાકી રહે છે. કારણ જે પહેલા હોય તેજ છેવટમાં હોય છે. વચલું તો માત્ર નામ રૂપ અને વાચાના પ્રકાર છે ) **સ્વરૂપની અખંડ સ્મૃતિ** ( તેનેજ વિસ્મૃતિ કહેવામાં આવે છે. ) રહેવી તેનું નામજ બ્રહ્મનો નિજાનંદ છે.

**તે કરવાનો ઉપાયઃ**-શુદ્ધ અખંડ બ્રહ્મની સ્વાત્મ [સદાપ્રાપ્ત] રૂપે, આ ઉપાધિરૂપ શરીર અંદર મધ્યબિન્દુ તરીકે પ્રતિતિ કરવી એટલે મધ્યબિન્દુ ઉપરથી આખા જગતમાં (કારણ તે તેનો વ્યાસ છે] અખંડ બ્રહ્મની અખંડ સ્મૃતિ

રહ્યા કરે. એટલે રાગ દ્વેષ રહિત જીવનમુક્ત દશા ભોગવે આનો અર્થ:–" જ્ઞાન પૂર્વક ઉપાસના થવી જોઈએ તેવી ઉપાસના બે પ્રકારની છે, સગુણ તથા નિર્ગુણ:–ભગત અને ભગવાનની ક્રિયા કરતાં રહીને, ક્રિયા ભાન ભુલીને ( બન્નેની અદ્વૈત પ્રીતિ, જે છેવટમાં રહે છે) તલ્લીન થઇ રહે છે. જેમ માતા તથા બાળક સંબંધમાં ધવરાવતાં માલૂમ પડે છે. તે કોઇ ભાગ્યશાળી માતાને જ અનુભવ હશે. બીજો પ્રકાર વિવર્તવાદ:–પાણી તથા તેમાંથી ઉત્પન્ન થતાં મોજાં, ઈ તેનાથી જુદા નથીજ. તેવીજ સ્મૃતિ કુર-દમ હરદમ રહે. તેવી રીતે બ્રહ્મનિષ્ટના ગમે તેટલા સંકલ્પ ઉઠે પણ તે શુદ્ધ અખંડ બ્રહ્મની અખંડ સ્મૃતિ તજીને નહિં. તેનો દરેક વ્યવહાર અખંડ વિચાર દ્વારા બ્રહ્મરૂપજ હોય છે.

સગુણમાં અનેક જન્મવડે, ભગવાન અને ભગત વચ્ચે ક્રિયા રહિત, અદ્વૈત પ્રેમાનન્દ વર્ષા કરે, તુકારામ સંતની જેમ; સાધ્વી સ્રી પોતાના પતિનીજ દરેક જન્મમાં ઈચ્છા કરે છે તેની જેમ " ઇ "

નિર્ગુણમાં:–ઉત્પત્તિ અને લય વગરનું, જીવ તથા ઇ-

શ્વરનું સ્વરૂપ ( જે સ્થિતિરૂપે પ્રતીત થાય છે ] જીવ ઇશ્વરાદિ ઉપાધિ રહિત **અખંડાનંદ બ્રહ્મનો આનંદ અખંડાનંદીજ અનુભવે છે.** આનો અર્થ વાચા રહિત છે-માટે શુદ્ધ અખંડ બ્રહ્મનો અનુભવ કરવા [ જ્યાં સુધી જગત છે અને જીવન છે ત્યાં સુધીજ ] **શુદ્ધ દ્વૈત, અને અદ્વૈત** ( ભગત અને જ્ઞાની ) ( જ્ઞાન પૂર્વક ભક્તિ, અને ભકિત પૂર્વક જ્ઞાન ) તે બેજ રસ્તા ઉપર કહ્યા પ્રમાણે ઉત્તમ છે.

**॥ ज्ञानाची तल्लीनता तीच कल्पनाची ऐक्यता ॥**



## પદ

રામ નિરંજન તુંહી તુંહી ॥
અહંકાર અજ્ઞાન ગયો જબ ।
સો તુંહી સો તુંહી ॥ ટેક ॥
તુંહી તુંહી તબલગ કહીયે ।
જબલગ મૈં મૈં આગે ॥
મૈં મૈં મૈં મૈં હોઇ બિલૈજબ ।
સોહં સોહં જાગે ॥ ૧ ॥
સોહં સોહં કહે જબલગ ।
તબલગ દૂજા કહીયે ॥
સુંદર એક ન હોઇ તહાં કછુ ।
જ્યુંકા ત્યૂં વ્હૈ રહિયે ॥ ૨ ॥

---

## પ્રભાતી-રાગ પચ્છીમ

રજની રમીને રે મારો વાલો ઘેર આવીઆરે.
બળીઆ મારૂ બાર માઠેલ સામારે મંદરિયારે
દીસે પેલી નારનારે જ્યાં કીધી રંગડાની રેલ. રજની ટેક
ચાંદલીઓ ઉગોરે. હરણું આથમીરે
ત્યાંસુધી જોઇ તમારી વાટ.
સેજલડી બીછાવીરે. પ્રભુ સુનો રહી રે.

સજા રહ્યા સોળે શણુગાર— રજની રમીરે. ૨

રાતાં રાતાં લોચન રે. દીસે નિંદરાળવાંરે.
અધરરસ મુખડાનો રેલ. અમરને પિતાંબરરે.

પ્રભુ કીયા પાલટાં-પાલટી પટોલી પાછી આલ.
ફુલડીઆના હારરે. કોટેથી કરમાઈ ગયારે.
બોલડીઆ દીધા થા શાને માટ— રજની૦ ૩

કેતો રાધાજીરે સમ કરૂં ભોળે મન
ભ્રાંતિ ન આણુ. રજની વીસારીરે.

ગોરી તારે આંગણે રે.
નીચ્ચાં વચન તું મારૂ માન— રજની૦ ૪

દાવાનલ--પીધોરે પ્રભુ તમે દોહરાં
પ્રથમ કાંઇ ઉગારો પ્રહેલાદ

હલુડો દોટાવોરે જમુનામાં જઈ પડોરે
કાલીનાગ નાથી કાઢો બાર— રજની૦ ૫

પંચમને આલોપોરે. પંખીડા સરવે લવેરે
સુખેથી કાંઇ હુઓ પ્રભાત.

નરસિંહનો સ્વામીરે, મારે મંદિર પધારીયારે.
સનેહડો ઘણો ને થોડી રહી રાત.
રજનો રસીને રે વાલો મારો ઘેર આવીઆ. ટેક. ૬

## જગતનું મિથ્યાપણું

( ધન્ય ધન્ય વડોદરૂં શહેર મુંબઇ અલબેલી એ—રાહ )

જાણ્યું જાણ્યું રે મેં જગતનું રુપ આદિ અંત છે જ નહિ,
અચરાચર બ્રહ્મ સ્વરુપ દ્વૈતાભાસ નહિ. -ટેક૦

મધ્ય ઠામ સૌ ભાસી રહ્યા તે, જાણુ સ્વપ્ન સમાનરે
ઇન્દ્ર જાલવત્ બે ઘડી ભાસે (એમ) અષ્ટાવક્ર પ્રમાણુ-અંતે છેજ

સ્ત્રી પુત્રાદીક જ્ઞાતિ સહોદર સહુ, માનુ ધનના ચોરરે
અંત સમે સૌ લુટણ હારા, વાલી વીટી મોહોરે.-અંતે

ધન લુંટીને ધક્કો દેસે, નિશ્ચે કરો વિચારરે;
ખાધું ખરચું જો નહિ હાથે, તો મુરખ સરદાર,-અંતે

પાંચ પચીસ સંઘાત મલીને કરતી આવે કાણુરે;
કાંઇ ન માણ્યો-કાંઇ ન માણ્યો, પ્રસિદ્ધ બોલે વાણી.-અંતે

ચેત ચેત ગાફેલ જો જાગી, કાં ન સાંભલે કાન રે
જગ સુખ જોતા જોતા ટળસે, સમજો ગુરુની સાન.-અંતે

વિશ્વનાથ સદગુરૂ સ્વામીથી લક્ષ્મીશંકર ભવ પારરે
હિત વાચક સુણી ધાર હૈયામાં, ચટકી છે દન ચાર.-અંતે

### ભજન.

કોઈ ચતુર ચિતે ચાલુરે-જેને અવિચળ વસ્તુ ખોળી
કાઢી-ખટ અઠ બારો-મેલીરે પંદરમી બારી ઉઘાડી-ટેક
પંદરમી બારીને પંદરમી ભોમી--ત્યાં રાસ રમેરે રંગીલો

પાંચ મોહોલતો પાછળ મેલા-છઠે મોહોલે છેલ-
છબીલો—એકીલો. અલબેલોરે.
ખેલંધા ખેલ ખેલાડી. કોઇ ચતુર ચિતે. ૧
ગંગાને જમુના સરસ્વતી રૂડાં. તરવેણી તીરથ રંગરેલી.
ઇંગલા પીંગલા સુખમણ નાડી પાણી ભરે ઉનમુની અંઘેલી.
એવા જરમર મોતી વરસેરે. વીનાવેલે ફૂલી. ફૂલવાડી ૨
શચર શખરપર-અજર અમર--ત્યાં વિશ્વંભરરાજ બીરાજે.
સહસ્ર કમલ દલપર લીલાં. અનહદ છંદે વાજાં વાગે.
એમ ગડગડગડગડ સીંધુ ગાજેરે.
ફેલાણું જળપાડ ફાડી કોઈ ચતુર ચિતે. ૩
પૃથ્વીથી પહોળોને આકાશથી ઉંચો.
પંખ વીના અધર ફરે પંખી. બે બચ્ચાં તેની બગલમાં બીરાજે
બચ્ચા બોલે પીયુ પીયુ જંખી, ધીરો કહે મરજી વારે.
દુધ સાકર પીએ દહાડો. કોઇ ચતુર ચિતે ચાલુ રે. ૪

## હોરી.

એકતાસે ખેલો હોરી, સમજ બીન કયો ભટકોરી. ટેક.
સદગુરૂ મુખસે બેદ શ્રવણ કરી, દ્વૈત ભાવ દે છોરી;
સંત શરણુ રહી સમજ સાનમેં, ચેતનસે ચીત્ત જોરી,
ફેર નહીં જન્મ ધરોરી. એકતાસે ખેલો હોરી, ૧
પૂરન પ્રેમકો રંગ બનાકે, શબ્દકી પીચકી ભરોરી;
સમ દમ આદિ અબિર સમજકે, જ્ઞાન ગુલાલકી ઝોરી,

દ્વૈત સબ દૂર કરોરી. એકતાસે ખેલો હોરી ૨
જીવ શિવ વાસ્તવ ભેદ નહિં કહ્યું, સો નિગમ કહે જકોરી;
સાગર મેં જ્યું લહર ઉઠતહે, સો સાગરસે ન બિછોરી,
ખોજો તુમ દિલ અપનોરી. એકતાસે ખેલો હોરી ૩
શ્રવણુ મનન નિધિધ્યાસન કરીકે, ભેદકો દૂર કરોરી;
વિશ્વનાથ સતગુરૂ સોહી બતાવત, અર્થ યથાર્થ ગ્રહોરી,
ડાસા એહી રાહ ચલોરી. એકતાસે ખેલો હોરી ૪

## હોરી.

કોનસે અબ ખેલું હોરી, નિજાનંદ રૂપ મીલોરી, ટેક—
સતગુરૂ મુખસે ભેદ શ્રવણુ કરી, દ્વૈત ભાવ બીસરોરી;
સબઘટમેં પ્રભુ ખેલ રહ્યો સો, સ્વામી આપ મીલોરી,
ભેદ સબ દૂર પરોરી. કોનસે અબ ખેલું હોરી.–૧.
સ્થૂળહી જડ સૂક્ષ્મ સોહી જડહે, કારન જડહી બનોરી;
જડકુ જડ કોઇ જાન સકે નહિ, ચેતન જાણુ રહ્યોરી,
સો મોસે અભિન્ન ભયોરી, કોનસે અબ ખેલું હોરી.–૨.
જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ જડહ, જાને નહિં ગતી મોરી;
તીનો અવસ્થાકો મેં હી જાનું, શુદ્ધ સ્વરૂપ લહ્યોરી,
નેતી નેતી ભેદ કહ્યોરી. કોનસે અબ ખેલું હોરી.––૩
શુદ્ધ સામાન્ય સ્વરૂપ હમારો બુદ્ધિ વિશેષ તજોસે;
પ્રારબ્ધ તોં લો વિશેષ પ્રકાશત, ફીર નહિં દેખ પરોરી;
સમાન ગતિ હઇ મોરી; કોનસે અબ ખેલું હોરી ૪

અજ અવિનાશી અખંડ જો વસ્તુ સતચિદઆનંદ કહ્યોરી.
વિશ્વનાથ ગુરૂ સોહી બતાવત, ડોસા મનમેં લહ્યોરી;
જાતેં ભવ પાસ દહ્યોરી કોનસે અબ ખેલું હોરી. ૫.

## -ઠુમરી-

મન વાહનપર બેઠેત વીરલા, વા નરકી બલીહારીરે. ટેક.
બ્રહ્મા વાહન હંસ કીયો હે, વિશ્ણુ ગરૂડ પર સ્વારીરે;
શિવને વાહન બેલ બનાયે મુશક ગણેશ વિચારીરે;
રવિ અશ્વપે, ચંદ્રહીરનપે; ઈંદ્રલહે ગજધારીરે,
શારદા મયૂર, શક્તિ કો શાર્દુલ, વાહન અપરંપારીરે-૨.
એક અચંબા એસાદેખા, બાત બિરૂબડી ન્યારીરે;
દેવદનુજમાનુષ સબ ઉપર, મન કરતા અસ્વારીરે ૩
પલક ઉઠાવે પલક બેઠાવે. પલહી ચલાવે ભારીરે;
એસા મનકો વશકરી રાખે, વા પર જાઉં બલીહારીરે. ૪.
ચાહન સતગુરૂ ચરણે જાકે, બેદ બચન ઉરધારીરે;
અજીત મન તીનકો વશહોઈ કહે સંત પોકારીરે. ૫.
મનજીતે સબ જુગકો જીતા, હારે બાજી હારીરે;
કહે ડોસા ગુરૂ વિશ્વનાથને જાઉં ચરણુપે વારીરે. ૬.

## પદ.

મનરે નિજ વૈરાગી હોના, રાજા રંક હે એક કરી જાણો.
જયું કંકર ત્યું સોના મનરે; ટેક—
તજ પરવાર ઉદાસી વીસરો, મતકોઇ બાંધો ભવના,

જળથળ મંડીયા મસાણોમેં રહેના, હે કોઈ દેવળ સુના; ૧
શિત નિવારણ જીરણ કંથા. થાકે થિગડ જૂના;
ભૂખ લગે જબ ભિક્ષારે કરના કરકર લેના દુના. ૨.
આશા તૃષ્ણા મેલ નિવારો, હરિ ભજી હરદા ધોના;
જબ દિલ પાક દયાનિધિ પાવે ગાવે બડે બડે મોના. ૩.
તનમન જીત, પ્રીત સદગુરૂસે; ધ્યાન અખંડીત ધરના
રામ ચરણ જનકે વૈરાગી રામ ચરણકા ચૂના. ૪.

## વેદાન્તતત્વ ભજન

બ્રહ્મ દરશી ગુરૂ મળ્યારે મનના ભાવતા—ટેક૦
કીધો મુજને દેહ છતાં વિદેહ જો
હું ને મારૂં સમી ગયું મનનીરે માનતાં
ચિતથી ટળીઓ ધનસુત દારા ગેહજો. બ્રહમદર્શી.—૧
પોતાનો જાણી કીરપા મુજને કરી.
જોયો નહીં કાંઇ અપરાધીનો ફંદજો.
આપી વરદાનને ભવ ભેટાળીઆ.
પાયો મુંજને અમૃત બ્રહ્માનંદજો ૨
જાગૃતમાં ધરી સૌ સંગાતને.
ઇંદ્રીય દ્વારાએ કરૂં હું નાના વેહેવારજો.
સ્વપ્નમાં નવ તત્વ કલેવર આથડે,
તેનાં તે દુઃખસુખનો હું જાણનહારજો ૩
બીન વેહેવાર ત્યાં સુષુપ્તિ જાણવી,
કાંઈ નહિ ત્યાં હું પ્રકાશક એકજો

જાણુનહારી તુરીઆ તેથી વેગલી,
જ્ઞાતા જ્ઞાન જ્ઞેય તુરીઆ ટેકજો. ૪.
શીતલ લોહું અગ્નિમાં તપાવીએ,
બાલે લોહ પણુ અગ્નિએ કહેવાએજો,
મારી ચેતનતાને ખોળે આસરે,
તનમન ઇંદ્રિય ચેતન ધન દેખાયજો. ૫.
સતગુરૂ કહે તું પુરણુ બ્રહ્મ પરમાત્મા,
તે મારગમાં મેં કીધો પ્રવેશજો,
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ મેલી ચાલીઆ,
દીઠી છે ત્યાં તુરીઆવસ્થા શેષજો. ૬.
તુરીયાથી આઘેરી ઉનીમુની પાંચમી,
નિર્વિકલ્પ સમાધી જેનું નામજો;
જે થળને જોતારે આવાગમન વીસરો,
લાધું મારૂં પુરણુ સુખ નીજ ધામજો. ૭.
વ્યાપક અમલો જેમ આકાશ છે,
ઘટપટનો કાંઇ ભેદ કહ્યો નવ જાયજો;
હું ચિદઘન સર્વમાં એક છું,
જીવને ઈશ્વર ભેદ અવિદ્યા માંહેજો. ૮
હું તો અસંગ છું સંગ નહીં મારે અંગનો
તકપડું જેમ માખણુ અળગું હોયજો;
હું સત ચિદાનંદ સર્વમાં એકછું,

બીજાું કલ્પિત જે વરીમાં જેમ સાથજો. ૯
બોલું તો એ મૌન ટળે નહીં માહેરૂં,
દેખુંને નવ દેખું એવી રીતજો;
સાંભળતાં સાંભળું નહીં કાંઈ વાતને,
એ છે અનુભવ મારો વેદ વીદી તેમ. ૧૦
ચેતન કહું તો જડતા બીજી કમળીએ,
વિશેષણ કાંઇ દીધું નવ દેખાયજો;
મુંગો કહે શું ખાંડના સ્વાદને,
જેમનું તેમ છે બાપુ કેમ કહેવાયજો. ૧૧

॥ ૐ શ્રી ગુરૂદેવાય નમઃ ॥

॥ ધ્યાનમસ્તિ ॥

## રાગ હોરી.

ધ્યાનકુ દૃઢ કરો ભાઇ, ધ્યેયાકાર બનાઇ ટેક—
લક્ષ્ય જન્મ મેં ધ્યાન વિના, શાંતિ દિલ નહિ આઇ;
ધ્યાન ધ્યાતાકુ ખોવે ઘટમેં, ધ્યેય શ્રીહરિ પાઇ;
ભકત ભગવંત સગાઇ—ધ્યાનકુ.
પ્રત્યયમેં એક તાનતા ધ્યાન, અજપા જાપ જપાઈ;
નિર્વિષય મન પ્રભકુ ભેટે, સરિતા સાગર શમાઇ,
પ્રભુજી ઘટ પ્રગટાઇ— ધ્યાનકુ.
ધ્યાનસેં ધ્યેયકા અનુભવ કરકે, ધ્યાનકુ છોડો હયાંઇ;

સ્વસંવેદ્ય નિર્વિકલ્પ હય, મુંગે સાકર ખાઈ,
રસના સેં કયસે બોલાઇ ! ધ્યાનકુ

પિંડ બ્રહ્માંડકુ ધ્યાન્ન ફોડકે, આગે પ્રાણુ લે જાઈ;
જ્ઞાનસેં ધ્યાન અધિક બતાવે, પ્રભુ બિન સબકુ ઉડાઈ;
પીછે નહિ દ્વૈત લડાઇ— ધ્યાનકુ.

સ્નેહ દ્વેષ ભયસેં તદ્રૂપ, સહજ ધ્યાન જગાઈ;
'જમનાદાસ' એમ ધ્યાન હય, ગોપી કૃષ્ણુ કન્હાઇ;
મીટાવે દ્વૈત ફુજાઇ— ધ્યાનકુ.

॥ ॐ શ્રી ગુરુ દેવ ॥ ॐ શ્રી રાધે કૃષ્ણુ ॥

## ( રાગ ભૈરવીની કવ્વાલીઃ )

### ઉસ્તાદની આપેલી જ્ઞાનચક્ષુઃ

ઉસ્તાદને દીયા આંખ તીસરી, દ્વૈતસેં હમ સો ગયે;
હમ કી બૂ નિકાલી દિલસેં, અદ્વૈત મેં લીન હોગયે–ઉ૦

સ્વપ્ન જગમેં દોડતા થા, સત્ય કો ભુલાય કર;
તૂં હી તૂં જાપ જપાયા ગુરૂને, જ્ઞાન દે હમ ખોગયે,–ઉ૦

જબ દેખા અવિનાશીકું, અબ કહાં જાઉમેં કાશીકું ?
તોડી મેરી ફાંસીકુ, ગોવિંદ કે અબ હો ગયે.— ઉ૦

ચૌદ લોકકુ ભુલ ગયે, જબ ચિરં શાંતિ આગઈ;
'હું તૂં' સેં પર આત્મ ભાવમેં, હમ અભિન્ન હોગયે–ઉ૦

માયા સેં ગુરૂને છોડાયા, ઇશ્વર એકમેં જોડકર;
નજરકુ ફેલાય દેખા, કીટ ભૃમરી હો ગયે.— ઉ૦
શ્યામને બંસી બજાઇ, પરમાનંદી સુન ભયે;
ભઇ કૃપા જબ શ્યામકી, બંસરી હમ હો ગયે.— ઉ૦
પૃથ્વી દાનસેં જ્ઞાન દાન, અધિક હુય શાસ્ત્રો કહે;
શ્રી હરિ મેં 'જમનાદાસ' ગુરૂ ગમસેં વો ગયે.— ઉ૦

॥ ૐ શ્રી ગુરૂ દેવ. રાધાકૃષ્ણ ॥

## રાગ ગઝલ કવાલી.

### તરેલોજ તારી શકે છે.

અહોહો ! જાઉં છું ડુબતો. મરણને હું તરીશ ક્યારે?
મળશે સંત કોઇ સાચો, તરેલો તારશે ત્યારે—અહોહો૦
સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં છે, નર્કનાં દ્વાર ખુલ્લાં છે;
હરિનાં દ્વાર ગુરૂગમ છે, તરેલો તારશે ત્યારે.–અહોહો૦
શ્રીજીની ગેબી સોટી છે, ધર્મની વાત મોટી છે;
પીધી જો પ્રેમ લોટી છે, તરેલો તારશે ત્યારે.—અહોહો૦
શૂરા નહિ દૂર ભાગે છે, સંયમી તેમ જાગે છે;
પરોપકારે જે લાગે છે, તરેલો તારશે ત્યારે.–અહોહો૦
શરણુની છે ખરી ચાવી, જડી જેને ગયા ફાવી,
'જમનાદાસ' બસ ગાવી, તરેલો તારશે ત્યારે.–અહોહો૦

## —ભજન. પ્રશ્નોતર—

અનુભવ કરજોરે કરનારા. અનુભવ..........ટેક.
કહો અનુભવકી રીત, બડાતર સંત કહાવો;
દિલ મેં કરો બિચાર, ચોંપસે ચર્ચા લાવો;
આંટી છૂટે મનતણી, ભાંગે સઘળી ભ્રાંત;
પશ્ચિમ દેશ પરમોદકે, તમે કયું બેઠે નિરાંત,–અનુભવ
કહો પવનકા મૂળ, મનસે કહાંસે આયા;
કહો ઈનકા અસ્થાન, દોઇ મીલી કહાં સમાયા;
શબ્દ કહાંસે ઉઠત હે, પુની કહાં સમાય;
નાદ બિંદ કા રૂપ હે, સો પ્રગટ કહો સમજાય;–અનુભવ
કહો જીવકી જાત, શિવકા રૂપ કહી જે;
કહો જુજવા અર્થ સત્ય સિદ્ધાંત લહીજે;
જીવ શિવ કે પાર હે, સો ઈ કહો અનુમાન;
અગાધ વસ્તુ અખંડ હે, સો પ્રગટ કહો સમજાણુ–અનુભવ
હમ તમ ભાગે દોઇ, હંસ તબ કહાં જઈ મલિયા;
પડે પીંડ સો પ્રગટ મન, કહાં જઈ મલિયા;
કહે રવિદાસ સુનો અનુભવી અલખ દીએ ઓળખાઇ,
સમતખ સતગુરૂ ધારીએ, તત્વ દીઓ બતલાય–અનુભવ

### —ઉત્તર.—

આત્મ નીરખ્યા નીરવાણુરે. આત્મ:—ટેક
સતગુરૂકે પ્રતાપ જ્ઞાન, અનભે ઉર જાગ્યા;

પીપલ. મીન, વિહંગ, ખોજ કર ભ્રમ ભય ભાગ્યા;
પ્રતિ ઉત્તર સદ્‌ગુરૂ કહે, જાકી કળા અનંત;
વેદ બુદ્ધિએ ના લહે, સમજે કોઇ વીરલા જન—આત્મ

નાભી પવનકા મૂળ હે, મન હંસ કમળ દળમાંહી;
ભૃકુટી વાંકો અસ્થાન હે, દોઈ મીલી તહાં સમાઇ;
શબ્દ શૂન્ય સે ઉઠત હે, પુની શૂન્ય સમાય;
નાદ લીન ભયે બિંદમે, બિંદ નિરંતર હોય.-આત્મ

જીવકી શક્તિ અજ્ઞાન, શિવકી શક્તિ માયા,
ઈનદોનું તે બીજ, અખંડ ઉદ્યોત ઉજાયા;
જીવ શિવ કહેવા નહિ, હમ તમ નહિ કોઈ નામ;
વત્રીકપદ પરમાત્મા, નિજ આનંદ નિજ ધામ;-આત્મ

પંચ તત્વકે બીચ, મીલકર જીવ કહાયા,
દેહ ઇન્દ્રિય મનપ્રાણ, મનસો માંહી બંધાયા;
અંતરયામી આત્મા, સૌમેં વ્યાપક સોઈ;
ઘટ ઘટ પ્રગટ રમી રહ્યા, સો જાને વીરલા કોઇ;-આત્મ

એ સતગુરૂકો દેશ, નિગમ નેતી કરી ગાવે;
બ્રહ્મા વિષ્ણુ મહેશ, ખોજ કોઇ પાર ન પાવે;
નિજાનંદકો અનુભવ, નામ રૂપકો નાશ
બ્રહ્મ નગન હોઇ બોલીઆ, અણુ છતાં રવિદાસ-આત્મ

—(૦)—

## —લોયણ અને લાખાના ભજનનો રાગ.—

એજી વીરા ઘાટરે લુવારી કેરો,
ટેગો હરિજન ઘડજોરે, ... .... હે....જી...જી,
જેને વિશ્વ બધુંરે વખાણેરે....હાં... ....
એજી વીરા કરમ કઠણ'વટ' ભવનાં કાપેરે,....હે...જી...જી,
તેને પરઠો લઈ તેજ પરમાણે...હાં,... ....
એજી વીરા કુબુદ્ધિના કોયલા કોડ છે કાયામાંરે, હે...જી....જી
તેને બ્રહ્મ તો અગ્નિ પરજાળી....હાં,... ...
એજી વીરા ધુંમાડો ધુંધવે ત્યાંલગી ધમણને ધમજોરે, હે..જી..જી
ઇતો બધીરે કઠણતાને બાળે...હાં, ... ... ૧
એજી વીરા શ્વાસરે ઉશ્વાસની ધમણ ધમાવજોરે, હે...જી....જી
એને જ્ઞાનરે સાંઢસીએ ગાળો....હાં; .... ...
એજી વીરા સતની એરણ ઉપર ઠીક ઠરાવોરે, હે...જી...જી
એને શબ્દો ને ઘણે લઇ મેળાવો....હાં. .... ... ૨
એજી વીરા હું ને મારૂં એ લોઢાના કટકારે, હે....જી....જી
એને મન, કમ વચને મેળાવો....હાં, .... ...
એજી વીરા તા'રે, આવ્યા વિના.ટાઢું, મ, ટીપજોરે હે...જી....જી
આતો ભાંગલને કરવો છે ભેળો...હાં. ..., .... ૩
એજી વીરા સંશયની સંધી સંભાળીને જોજોરે, હે...જી...જી
એને ભ્રાંતિ હોય તો ફરજો તાવો....હાં ... ...
એજી વીરા આળેપીને, એકતા કરી લેજોરે, હે...જી....જી

એને પાણીરે બ્રહ્મ રસનું પાજો....હાં ... ... ૪
એજી વીરા સતસંગ સરાંણે ચઢાવીને જોજોરે હે...જી..જી
એના જડ બુદ્ધિ, કાટ, બધાં જાવે...હાં, ... ...
એજી વીરા ભક્તિ,કડે, તો આપોપું ટળશેરે, હે...જી...જી
ત્યારે કિંમત બ્રહ્મ કહેવાશે . હાં, ... ... ૫
એજી વીરા ઘાટરે સંસારના એવારે ઘડજોરે, હે ..જી...જી
એમાં ખોટરે જરાએ, મ, ખાજો હાં .. ...
એજી વીરા ગુરૂને પ્રતાપે દેહદત્ત બોલ્યારે, હે....જી....જી
ત્યારે કસબી સાચારે કહેવાશેરે...હાં, ... .... ૬

## वे अन्तका ज्ञान.

अनवय सहचारः- जहांपर द्रष्टांत तथा दा-द्रष्टांत दोनोका सादृश्यज्ञान हो, येने प्रत्यक्षज्ञान हो, उन ज्ञानोका नाम अन्वयसहचार ज्ञान कहेलाता है. जैसे घरके चोकेका धूवा काळा तथा उर्घगामी हय, तैसेंही पर्वतका धूवा काळा तथा उर्घगामी हय. "अन्वय सहचार ज्ञान" है.

---

अर्थ—औंर धूवे के होने से अग्निका होणा,निश्चय होता हय, तैसे हीपर्वतमें धूवे के होनेसे अग्निका होना निश्चय होता हय. ओर एक चीजके ज्ञानद्वारा दुसरी चीजका ज्ञान लाभ क-

रना. ओर इस ज्ञानको नाना जगाओ पे निश्चय करना. ओर एक कालमें नियमसे दो पदार्थ उत्पन्न हो. उनमेसे एकका ज्ञान पहेले हो उस ज्ञान द्वारा उसके साथीका ज्ञान होवे;

वितरेक सहचारः—जीस जगापर द्रष्टान्तका ज्ञान भिन्न हो ओर द्रृष्टान्तका ज्ञान भिन्न तराहका हो, उन ज्ञानोका नाम "वीतरेक सहचार ज्ञान"हय जैसें, घटपटादि, असत पदार्थ हैं, ब्रह्म तैसा नहि; वो सत्य हय. उसका नाम "वितरेक सहचार ज्ञान" हय अब वो " सत्तचित आनन्दब्रह्म" में घटालो सत्तः—जैसे घटपटादि पदार्थ असत्य है, तैसे ब्रह्म नहिं; वो सत्य हय, हमेशां बना रहेनेसे. जो पदार्थ हमेशां बना रहेता हय, वो असत्य नहि होता; सत्य होता हय, जैसें ब्रह्म. असत्य के ज्ञान बीगर सत्यका निश्चय होवे नहिं; इस वास्ते घटपटादि पदार्थों के ज्ञानकी जरुर पडती हय. वस्तुगती ब्रह्मके ज्ञानका निश्चय करना हय. जगत् की मिथ्यात्वबुद्धि—वर्णन करनेसे ब्रह्मकी नित्यत्व बुद्धि लाभ हुइ.

चिदः—घटपटादि पदार्थ अविद्या पर्यन्त, जीतने हैं, वो सब जड हैं ब्रह्म तैसा नहिं. ब्रह्म ज्ञान स्वरूप हय. उस प्रकारसे जो उत्पन्न हुवा ज्ञान उसका नाम " वितरेक सह-

चार जन्यज्ञान " हय. क्युं के वितरेक सहचार द्रष्टान्त के ज्ञानसे दा द्रष्टान्त के विपरीत ज्ञानको निश्चय करता हय.

आनन्दः—आनन्दका जो ज्ञान होता हय वो अन्त-करणकी वृत्तिद्वारा प्रत्यक्ष ज्ञान होता हय; जैसें लोकमें प्रसिद्ध वार्ता हैं के—" अहं सुखी अहं दुःखी. " जीस सुखका प्रत्यक्षज्ञान अन्तःकरण द्वारा होता हय, वो सुख छोटा हय. ओर अल्पकाळ अस्थायी यह. और ब्रह्मानन्दका सुख अखंडानंद हय. और सदैवकाळ बना रहेता है; इस बास्ते उस आनन्दका नाम नित्यानन्द हय. वो आनन्द साद्दश्य ज्ञानसे जाना जाता हय. एक धर्मका ज्ञान जब दो पदार्थ मैं तुल्य होता हय, उस ज्ञानका साद्दश्य ज्ञान हय. जैसें दूध सफेद ऐसें ही कपडा सफेद हय.

वेद शास्त्रमें ब्रह्म अनन्त कहेनेमें आता हय. तब अनन्त पदार्थका ज्ञान कैसा हो शक्ता हय ?

उत्तरः-वे अन्तज्ञानका इन्द्रिय जन्य प्रत्यक्ष ज्ञान होवे नहीं; ताकाज्ञान वितरेक सहचार द्वारा होवे हय. ओर आनन्द अंशका मानसिक प्रत्यक्ष होवें हय.

॥ मनसे वेदमवासव्यमिति श्रुतेः ॥

" ब्रह्मका ज्ञान गुरु गम्य हय. "

संन्यासी:—ज्ञान विरोध सङ्कल्प संन्यासवाळा वृत्तिसे अज्ञान दूर होवे परन्तु आत्माके बिगर ज्ञान न होवे. जो ज्ञानी कहे अज्ञानी दुःखी सो ज्ञानो काहेका सुखी; आत्माके ज्ञान बिगर ये शरीर स्मशान तुल्य हय.

फागण बद ५ १९७७ मुंबइ ता. २८-३-२१ सोम

## સ્વામી શ્રી મનીશાનંદ. પરમહંસનો અંતિમ ઉપદેશ.-

આ સંઘાતમાં રહેવા વાળો "ચેતન" બ્રહ્મ સ્વરૂપ છે. એવો અંતઃકરણની વૃત્તિ વડે જેનો નિશ્ચય થઈ ચૂકયો હોય, તેજ પુરૂષ, આ આત્માના જ્ઞાન દવારા; બ્રહ્મનું જ્ઞાન કરાવે છે, અને તેવા જ્ઞાનીજન બ્રહ્મને પોતાના દિવ્ય નેત્રો વડે સદા દેખે છે અને કહે છે કેઃ—**આત્મા નિત્ય છે અને અસંગી છે; માટે શોક ન કર. માત્ર** આત્મવાનજ શોકને તરી જાય છે.

૧. ત્રણે કાળમાં હોવું. અને ત્રણે કાળને જાણવું; આ હેતુથી આત્મા સત્ય છે. આત્મા માત્ર ત્રણે કાળમાં છે; અને ત્રણે કાળને જાણે છે.

૨. જેટલી વ્યવહારની સિદ્ધિ જ્ઞાન દ્વારા જોવામાં

આવે છે, તે ઉપરથી જ્ઞાનનું હોવું પ્રત્યક્ષ પ્રમાણુ દ્વારા સિદ્ધ થાય છે. અને જ્ઞાન કોનું સ્વરુપ છે, એ વાત અન્વય વ્યતિરેક દ્વારા સઘળાં પદાર્થોનું જડ પણું સિદ્ધ થાય છે. અને જાગૃતીથી સુષુપ્તિ સુધી બધા પદાર્થ જડ રુપ છે. આ વાત પ્રત્યક્ષ દેખાય છે; કેવળ આત્માજ જ્ઞાન સ્વરૂપ છે એવો નિશ્ચય થાય છે. આત્માના સંયોગથીજ સઘળા પદાર્થ જ્ઞાન સ્વરૂપ ભાસે છે. પરંતુ વિયોગ કાળમાં જડ રૂપ પ્રતિત થાય છે, માટે જ્ઞાન સ્વરૂપ આત્માજ છે.

૩. વસ્તુઓનું સેવન કરવામાં વૃત્તિમાં જે મધુરાદિ રસ શિતાદિ સ્પર્શાદિ (આવી રીતે સઘળા વિષયોનું સેવન કરવામાં) થાય છે; ને તેમાં નિર્વેદ રૂપ વૃતિ(સ્થિરતા વૃત્તિ) થાય છે, ત્યારે જીવાત્માને રસાદિ દ્વારા સુખ પ્રતિત થાય છે; પરંતુ તે સુખનું કારણુ આત્મા સંજોગ છે, વિવેકી પુરૂષો આ બીના જાણે છે; તેથી સુખ આત્માનું સમજીને સંતાષ પામે છે. જ્યારે અવિવેકી પુરૂષ વિષયો દ્વારા તે સુખના આનંદની પ્રાપ્તિ માને છે; તેથી સંતાષ પામતો નથી.

**आनंद मयो अभ्यासात् इति ब्रह्म सूत्रं—**

"સુનિયત સુખ સ્વરૂપ બ્રહ્મ, સુખ સબકે અનુ ભૂત;
તાહે ચાહત તિસીકો, સબ્ના વિવેકી ભૂપ."

પરમાત્મા પરબ્રહ્મ (શુદ્ધ ચૈતન્ય)ની પહેલી મૂર્તિ શવલ બ્રહ્મ છે. (માયા રૂપી ગુણ યુક્ત ચૈતન્ય). તેનેજ ઉત્પત્તિ, રક્ષા, અને પ્રલયના કરવાવાળા સ્વતંત્ર નિર્મળ નિષ્કલંક ઈશ્વર કહે છે.

આ ઇશ્વરના વેદ શાસ્ત્ર દ્વારા અનંત રૂપ છે. એ બધાં સ્વરુપમાં કાળ જે છે, તે, ઇશ્વરનું મહાન સ્વરૂપ છે. આ કાળનો અંતરગત સત્તમાં થાય છે. ઇશ્વરનું બીજું સ્વરૂપ જ્ઞાન છે, જેનાથી ઇશ્વર સર્વજ્ઞ કહવાય છે. ત્રીજું સ્વરૂપ આનંદ સ્વરૂપ છે. જેના લીધે બ્રહ્માદિક પણ સમાધિ દ્વારા ચૈતન્યના આનંદનો લાભ કરી શકે છે.

જ્ઞાની અને યોગી પુરૂષો દ્વારા શુદ્ધ ચૈતન્યના ત્રણ સ્પરૂપ નિશ્ચય થયા છે. "સત ચિત આનંદ" કાળનો અંતરગત સત્તમા. અને સત્તનો ચિદમાં (ઇશ્વરમાં) અને ચિદનો આનંદમાં અંતરગત થાંય છે. અને આનંદ પરબ્રહ્મનું શુદ્ધ સ્વરૂપ છે.

તે દશામાં શુદ્ધ ચૈતન્ય આનંદ સ્વરુપ એકલુંજ રહી જાંય છે. આ દશાને દ્રષ્ટિમાં લઇનેજ વેદાંતિ લોક જીવ ઇશ્વરનો અભેદ કથન કરે છે.

પ્રલય કાળમાં ઈશ્વરનો પરબ્રહ્મથી અભેદ થાય છે. અને મૃત્યુ કાળમાં પરબ્રહ્મથી જ્ઞાનીનો અભેદ થાય છે અને અજ્ઞાનીનો પરબ્રહ્મથી અભેદ થતોજ નથી. માટે

જન્મ મૃત્યુ પામે ને ફળ ભોગવે. માટે સોદો એવો કર કે જન્મ મૃત્યુ ટળે.

"જે શિર દિતયાં, સાહેબ મિલંદા, તાં સસ્તા કર જાણુ;
શિર લહું દિ તુંબડી, તે હર સુખાંદિ ખાણુ."

બને ત્યાં સુધી હાલતાં ચાલતાં પણ ૐકારનો જપ કરતા રહેવું. ગૂરૂ આજ્ઞામાંજ ગુરૂ કૃપા સમાએલી છે.

**અલમ્** મુબઈ. તા. ૨૯–૧૦–૨૪ બુધવાર



॥ શ્રી ગણેશાય નમઃ ॥



## ॥ અથ શ્રી હસ્તામશિવ દેવા સંવાદ લષો છે. ॥

॥ પૂર્વ છાયોઃ ॥

આદ ગણેશને પરણમૂ, જે ગરવો ગુણ ભંડાર ॥
પ્રથમ પેલો સમરીયે, વરતે જય જયકાર ॥ ૧ ॥
બ્રહ્મ તનયા સરસ્વતી, લાગું તેને પાય ।
નિરમલ બુધ મુજ આપજો શેવક હરીગુણ ગાય ॥૨॥
શ્રી ગુરુને નીચો નમી, મનમાંહે ધરી ઉલાસ ।
સંત કૃપાયે ગાઈયે, શિવ દેવી સંવાદ ॥ ૩ ॥
અવિક્ત સ્વરૂપને પ્રણમું, જે નિરાકાર પરીબ્રમ ।
શબ્દાદિક વર્જિત સદા, જે રહિત આકાર ગુણકર્મ॥૪॥
અનીરવચન આનંદ અજ, અક્ષર શિવ સ્વરૂપ ।
ઉતપતિ સ્થિતિ કારણે,
અવસ્થા આતમ એક સ્વરૂપ ॥૫॥

સર્વ પેલો પ્રસિદ્ધ દેવ, અવીગમ્ય પુરાતન ઇશ ।
ઉમા ઇશ્વરને અસ્તવે, જે જે શ્રી જુગદીશ ॥ ૬ ॥
ગિરિ શિખર કૈલાસમાં, બેઠા ઇશ ગુરુદેવ ।
દેવી પુછે શિવ પ્રતે, બ્રહ્મજ્ઞાન કહો અસ્વમેવ ॥૭॥

॥ ચૌપાઈ ॥

ઉતપંત સ્વામી શબ્દજ તણી,
કહો કહો એ કૈલાસ જ ધણી ।
બ્રહ્મજ્ઞાન મુજને કહો તેહ, ઉતપતી વર્જિત એહ ॥૮॥

॥ ઇશ્વરોવાચ ॥

દેવ સૃષ્ટી અવિક્તમાં, લહે પામે શો અ ।
બ્રહ્મજ્ઞાન અવિક્ત તત્વ જેહ,
ઉતપત પ્રલે વર્જિત તેહ ॥૯॥

॥ શ્રી દેવી ઉવાચ ॥

દેવી કહે કહો મહાદેવ, ચૌદ વિદ્યાનો નિશ્ચે ભેવ ।
મંત્ર જંત્ર પૂજા તપ ધ્યાન,
ધર્મ કર્મ લક્ષ કહો માન ॥૧૦॥

॥ શિવોવાચ ॥

દેવી ૐકાર આદે સર્વ દેવ, ચૌદ વિદ્યા ત્યાંથી થઈ
અશ્વમેવ ।

ધર્મ કર્મ વિદ્યાથી હોય, મંત્ર જંત્ર પૂજા તપ ધ્યાન
સોય ॥૧૧॥
સ્થૂલ વાણી તણી પ્રવૃત, જ્યાં લગે મન ન પામુ હોય
નવૃતિ ।
મન નિવૃત જોતાં જાય, દેવી ઉભે ભૃષ્ટ તે થાય ॥૧૨॥
ચાર વેદ ષડાંગસુ જેહ, ધર્મ શાસ્ત્ર પુરાણ ત્યાં તેહ ।
મીમશા સાત્વીકી સામૃથ, ચૌદ વિદ્યા દેવી એ સત॥૧૩॥
વિદ્યા સકલ ત્યાં લગે જાણ, જાં લગે જ્ઞાનના હે નિર્વાણ
બ્રહ્મજ્ઞાન તણો ગયો પાર, વિદ્યા તારે થઈ નિસ્તાર ॥૧૪
જેમ નાની નદી સાઅર વિષે ભલી, તે જલ નાવે પાછૂ ફરી
તેમ બ્રહ્મજ્ઞાને સ્થિતી પામે જદા,
કર્મ માંહે રનંન હોયે તદા ॥૧૫॥
વિદ્યા વિદ્યા શાસ્ત્ર પુરાણ, વિદ્યા ચૌદે કર્મ પ્રમાણ ।
શાં કરી વિદ્યા વિના સર્વે કર્મ, જેમ શદકુલ વધુ તણો
ગોપ્ય ધર્મ ॥૧૬॥
મર્મ ન લહે કો તે તણો, પ્રતિવૃતાનો ધર્મ છે ઘણો ।
તે પતી તણી શંકા કરે, અનન્ય કાંઈ હૈયે ધરે ॥૧૭॥
તેમાં શાંકરી વિદ્યા હરિને ભજે,
અંન ચૌદ વિદ્યાના દેવ જજે ।

શાંકરી વિદ્યા નિરગુણ નિઃકામ,
શેવે સદા તે આતમરામ ॥૧૮॥
વેદ પુરાણ પોક્ષજ વેદે, શાંકરી રામ દેખાડે રૂદે ।
વિદ્યા વિદ્યા તીર્થ વૃત કહે,
શાંકરી ઘટઉનમની રહે ॥૧૯॥
દેહમાં વિદ્યા દેહમા દેવ, દેહમાં તીર્થ છે અશ્વમેવ ।
ગુરુ વિના વાણી ન લહે કોએ,
કોટિ ઉપાય કરી જોજો એ ॥૨૦॥
સદગુરુ શબ્દે ભાંગે ભ્રાંત, વિદ્યા શાંકરી એ મને સાંત
નરને અધ્યાતમ ઉપદેશ એહ,
વિદ્યા શાંકરી ધરવી તેહ ॥૨૧॥
મોક્ષ સુખ આપે અસ્વમેવ, એવુ બોલા શ્રી મહાદેવ ।
જપ તપ વેદે જે કહાં, શાંકરી એ સર્વે પુરાણ થયાં ।૨૨
કાષ્ટ મધ્યે હુતાશન જેમ, દેહીમાં દેવ રહ્યા છે તેમ ।
જેમ તિલમાં તેલ પુષ્પમાં વાસ, તેમ આત્મા ઘટ ઘટ
એક પ્રકાશ ॥૨૩॥
ઇક્ષુ ગુડ દુગ્ધમાં જેમ આંહે, તેમ બ્રહ્મ આભીતરં વાહે
ઉપાય કરતાં એ પેષીયે, તેમ આત્મા અનુભવ એ
લેખીયે ॥૨૪॥

આત્મા અવિછંન ને પુન પાપ,
કૂટીસ્થ શાક્ષી આપે આપ ।
ઇંદ્રિ ગુણ અંતઃકર્ણ ગલે,આત્મારામ તે તારે મલો॥૨૫॥
આત્મા તત્વ જાણુ વા મર્મ, મુદ્રા કહુદેવી નિઃકર્મ ।
મહા મુદ્રા દેવી જેણે લિહી,
આત્મા તત્વ તે પામે સહી ॥૨૬॥

॥ પૂર્વ છાયો ॥

મુદ્રા સકલમાં મોક્ષ છે, નામ ષેચરી જેહ ।
અખંડ અક્રમ અનામય નિરાલંબ છે તેહ ॥૨૭॥
મુદ્રા ષેચરી અનુભવે, તો મન પામે શાંત ।
દેવી એ તત્વ ગ્રહો, કહે શિવ સિદ્ધાંત ॥ ૨૮ ॥

॥ ચોપાઈ ॥

શાલિગરામ સિદ્ધાંત ત્યાં એહ,
પાંચે ઇંદ્રી વિષે અર્ચિંત જેહ ।
ચૈતન દેવની પૂજા કરો,શબ્દાદિક કુશ્મ તે ધરો॥૨૯॥
પ્રકૃતિ ચંદન ચરચે જેહ, દેવી દક્ષ દેવતા તેહ ।
આત્મદેવીની પૂજા આદ્ય,
કહે શિવ અવર સર્વ ઉપાધ ॥૩૦॥

વ્રત સકલમાં મોક્ષ વ્રત જેહ,
બ્રહ્મચર્ય તહાં ભણીયે તેહ ।
અહં મમત્વ રહિત મન ઠામ,
બ્રહ્મચર્ય ત્યાં તેનું નામ ॥૩૧॥
ધ્યાન સકલમાં નીરમલ ધ્યાન, ભેદ રહિત તે બ્રહ્મજ્ઞાન
જ્ઞાન ધ્યાન માંહે જે ભલો, હુતુ તેના અંતરટલો॥૩૨॥
પરિગ્રહ તણું એવું નામ, સમતા રહે ઇષ્ટ મન ઠાંમ।
સકલ નિરંતર આત્મા જો એ,
પર્મ પ્રણામ કરૂ શિવ શોએ ॥૩૩॥
દેવ દેહીમાં તીર્થ જેહ, નિશ્ચે કરી કહું તુજ તેહ।
ગંગા જમુના ને સરસ્વતી,
તેમાં કલોલ કરે મહા જતી ॥૩૪॥
તીર્થરાજ ત્રવેણી પ્રાગ, મોક્ષાર્થી કરતા બ્રહ્મ જાગ।
ત્રવેણી માંહે કરે સ્નાન,
ટલે પાપને લહે મુક્તિ નિદાન॥॥૩૫॥

॥ શ્રી દેવી ઉવાચ ॥

વલતું વચન કહે ભગવતી, કોણ જમુનાને સરસ્વતી
દેહી માં તીર્થ કહાં તમે દેવ,
તેનો મુજને કહીયે ભેવ ॥૩૬॥

॥ શ્રી શિવોવાચ ॥

કહે શિવ દેવી સાંભલ એહ,
ગંગા જમુના સરસ્વતી જેહ ।
ઈંડા ભગવતી ગંગા જાણુ,
વામ નાસિકા તે પ્રમાણુ ॥૩૭॥
પીંગલા જમુના નિશ્ચે જેહ,
દક્ષણા નાસિકા ભણિયે તેહ ।
મધ્ય સુષમણા સુદ્ધ સરસ્વતી ।
ગુપ્ત તીર્થ કહીયે ભગવતી ॥૩૮॥
બ્રહ્મા રૂદ્ર પરેજીન જાયે, સુષમણા માંહે સર્વે સમાયે ।
દેવી તે પુછૂ ત્યાં જેહ, એનો ઉતર આપો એહ ॥૩૯॥
દેવી પૂજા વૃત ધ્યાન, પર્ણવ તીરથ કરે ઠામ ।
વિદ્યા માંહે મુદ્રા કહું રામ,
હવે તેનું રૂપ કહું નિરધાર ॥૪૦॥

॥ શ્રી દેવી ઉવાચ ॥

॥ પૂર્વ છાયોઃ ॥

ઉમયા પુછે ઇશાને, સ્વામી મુજને કહો તેહ ।
મુદ્રા ખેચરી તણો વિચાર સ્વરૂપજથાર્થ જેહ ॥૪૧॥

વિદ્યામાં મોક્ષ શાંકરી, પ્રભુ તેહેનુ કહો મુજ્યરૂપ ।
અધ્યાતમ ઇશ્વર કહો, માહેશ્વર મહીભ્રપ ॥૪૨ ॥

॥ શ્રી શિવોવાચ ॥ ચૌપાઈ ॥

કહે શિવ દેવી સાંભળ એહ, ષેચરી મુદ્રા કહું તુજ તેહ
સ્વરૂપ જથારથ જાણો જેહ, મુદ્રા ષેચરી કહીયે તેહ૪૩
વીના વિલોકન મન સ્થિર હોય,
મુદ્રા ષેચરી કહીયે સોય ।
જારે મન ષેચરીયે મલે તારે
સ્થૂલ સુક્ષ્મમદ્વિતા ટલે ॥૪૪॥
મન મન મોહી રહેસ માય, ષેચરી લક્ષણુ શિવ તે ગાય
ધ્યાવણુ વલગણુ પરશાન ન હોય,
મુદ્રા ષેચરી કહીયે સોય ॥૪૫॥
વણુરોધે દેવી સ્થિર વાય, તે મુદ્રા ષેચરી શંકર ગાય
ઇત્યિપત્ય જ્યારે ન વ્યધાય,
તારે વણુરાધે સ્થિર થાય ॥૪૬॥
મન ઉનમનીરહે સમાય, વાય સકલતારે સ્થિર વાય
જારે મન ષેચરીયે રહે,
ગગન પવન સ્થિરશંકર કહે॥૪૭॥

વીના વિલોકન દ્રષ્ટિ સ્થિર રહે,

તે મુદ્રા ષેચરી શંકર કહે ।

ચિતની ચંચલતા જે જાય,

તારે દ્રષ્ટિસે જે સ્થિર થાય ॥૪૮॥

એ અનુભવ કરતાં લહે મર્મ; વસ્તુ પરચે ભાંજે ભર્મ

ષેચરીનું સ્વરૂપ લહે,મન પવન દ્રષ્ટિતો સ્થિર રહે॥૪૯

શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ,

કાલ ન વ્યાપે ષેચરી મધ્ય ।

જારે ગુરૂ કહે ગુરુ ભાગ,તારે લહે ષેચરીનો માગ॥૫૦॥

વિના ષેચરી સંશય નવ ટલે,વિના ષેચરી રામ નવ મલે

વિના ષેચરી સત્ય નવ્ય હોય,

વિના ષેચરી પરપંચ જોય ॥૫૧॥

વિના ષેચરી લિંગ નવ્ય ગલે,

વિના ષેચરી વિષેમાં ભલે ।

વિના ષેચરી વસ્તુ નવ્ય થાય,

વિના ષેચરી આવે જાય ॥૫૨॥

અચલ મુદ્રા ઇશ્વરે કહી, તે પારવતીએ પ્રેમે ગ્રહી ।

એ મહા મુદ્રા ધરે જે કોય, તે તેહુને હુતે સોય ૫૩॥

શાંકરી વિદ્યાનો સુણ મર્મ, કહે શિવ નિશ્ચે નિઃકર્મ

બાલ સુભાવે વર્તે જેહ,વિદ્યા શાંકરી કહીયે તેહા૫૪॥
અહં મમત્વ સુભાસુભ નહી, રાગ દ્વેષ ન પાંમે કહી
સમાન દ્દષ્ટિ જે આત્મા જોયે,
તે વિદ્યા શાંકરી કહે શિવ સોયે ॥૫૫॥
મૃતગની પેરે સ્થિર થૈ રહે, સુષદુષ હાણુ સર્વે સહે ।
સંકલ્પ વિકલ્પ ન હર્ષ ન શોક,
શાંકરી સંગે તે જાએ લોક ॥૫૬॥
સ્વપ્ન રહિત નિદ્રા સુષસાર, ।
કહે શિવ શાંકરી એણે આકાર ।
સ્વસ્વરૂપ નિજમા રમે,
સર્વ ઉપાધ શાંકરી એ સમે ॥૫૭॥
આકાશ માર્ગે જે પંષીરહે,
દેશવિદેશ તેતો નવ લહે ।
શાંકરી વિદ્યા એવી જાણુ,
ઉપાધિ રહિત વૃદ્ધિને હાણુ॥૫૮॥
સ્તુતિ નિંદા પક્ષપાત નવકરે,
સાક્ષીવંત શાંકરી વીચરે
આશ્રમ દર્શ વર્ણને વેશ,
લિંગ રહિત શાંકરીનો ભેષ ॥૫૯॥

શાંકરી વિદ્યા સદાય સંગ,
કોરમની પેરે ગોપવે અંગ
ગુણ રહિત વિદ્યા શાંકરી
એ મહાવિદ્યા મહાદેવ ધરી ॥૬૦॥
કામ ક્રોધ રહિત અહંકાર, લોભ મોહ વિષે નહિ આકાર
માયા મદ મચ્છર અભિમાન
ગુણાતીત શાંકરી અભિધાન ॥૬૧॥
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, શાંકરી તેને કરે બંધ ।
સેજે આવે સે જે જાય, શાંકરી લક્ષણ શિવતે ગાય ॥૬૨॥
શત્રુ મીત્રુ નહી જેને, શાંકરી સ્પર્શ કરે નહી તેને ।
નીદ્રા સ્વપ્ન જાગ્રત નહી જેહને,
શિવ શાંકરી કહીયે તેહને ॥ ૬૩ ॥
શાંકરી શમરસ સમતા સ્વભાવ, ભવસાગર તરવા દૃઢનાવ
એણે નાવે બેસે જે કોઈ,
અભય પરમ પદ પામે સોઈ ॥ ૬૪ ॥
અધ્યાતમ વિદ્યા મહા કહી, કહે શિવ તેમાં સંદેહ નહી ।
ભક્તિ જોગ મુક્ત જ્ઞાન વૈરાગ,
કહે શિવ શાંકરી તે ગુરૂ ભાગ ॥૬૫॥
નિર્વાણી વાણી હર ઓચરે, પ્રણામ કરી વેદ સ્તુતિ કરે ।

જે શિવ જે શિવ જે જુગદીશ,
શાંકરી ષેચરી સુણી તે ઈશ ॥૬૬॥

॥ શ્રી દેવી ઉવાચઃ પૂર્વ છાયોઃ ॥

દેવી અસ્તવે માહાદેવને, પ્રભુ જગનાથ જુગદિશ ।
મૃત્યુ જય મુજને કહો, દર્શન કોણ ઈશ ॥૬૭॥
દરશન કહી કહો જુજવાં, દેવાધિદેવ મહાદેવ ।
લક્ષણ ધર્મ કર્મના કહો, સ્વામી મુજને ભેવ ॥૬૮॥

॥ શ્રી શિવોવાચ ચોપાઈ ॥

કહે શિવ કલ્યાણી સુણ એહ, તે દરસન કહુ પુછતમે જેહ
ત્રિદંડી વેદ વાદી સદા શિષાબંધ જટાધારી તદા॥૬૯॥
મંત્ર ઘોર ઉપાસીજ જેહ, ષટ દરસન દેવી સુણ એહ
આપણ આપમત આચરે અન્યો અન્ય સંપ્રદા કરે ।૭૦।
શવિ શાષ્પ મીમાંસા કહે જેહ,
જૈન બોધ આચરવા ષટ એહ ॥
સાંખ્ય પ્રકૃતિ પુરૂષને કહે, બોધ શૂન્ય પ્રમાણી રહે ૭૧
જૈન જીવનીસ્થિતી કરે, સર્વ નાસ્તિક ચાર વાકય ઉચ્ચરે
શિવ સદા વેદાંતજ વદે, મીમાંસાનીહ કર્મનુ રદે ॥૭૨।
ષટના ષટપટ તે નવ્ય ટલે, વચન એકકેનુ નવ મલે ।
અન્યો અન્ય કરે વીરોધ,

કહે શિવ વિના તત્વ મહા બોધ ॥ ૭૩ ॥

વસ્તુ વિચારે છે સહુ સમુ, મિથ્યા બોધ વચને વલગુ
બહુ વચને જે વલગી રહો, દેવી તેનો સંશયનવ ગયો૭૪

વિષયાસક્ત સ્ત્રી આઃસક્ત જે હોય
અધોમુખ નર્ક પડે તે સોય ।
વિશ્વ સર્વ વિષયમાં રમે,
શાસ્ત્ર ભણતાં પંડિત ભમે ।।૭૫।।

શીઘ્ર થૈ કવિ જતનજ કરે, શાસ્ત્રભ્રાંતિ પંડિત પર હરે
યથાર્થ તત્વ ગ્રહો સાર,
કહે શિવ તેણે હોયે ભવપાર ।।૭૬।।

બ્રહ્મજ્ઞાન ગુપ્ત છે જેહ, સાંભળ દેવી કહું તુજને તેહ ।
જ્ઞાન પ્રસંગે ભાવે કરી, મોક્ષ સુખ તે પામે ખરી ।।૭૭।।
જેમ ઉબરીમાં બીજ જાએ બળી,
તેમ કર્મ શુભાશુભ જ્ઞાને વળી,
મુદ્રા ખેચરીનું જયાં જ્ઞાન
દ્વિજ સુપંચપદ પામે નિદાન ।।૭૮।।

નિરાલંબ મુદ્રા ખેચરી, તેમાં મન રાખો સ્થિર કરી ।
જીવનમુકતા કહીયે તેહ,

ખેચરીયે અનુસરીયા જેહ ॥૭૯॥

તે મરણ પહેલો જાએ કરી, મુદ્રા ખેચરી જેણે ધરી।
કહે શિવ દેવિ સાંભળો જેહ,
જીવન મુક્તા કહીયે તેહ ॥૮૦॥

॥ શ્રી દેવી ઉવાચઃ પૂર્વ છાયોઃ ॥

દેવી સ્તવે મહાદેવને જય જય શ્રીજગદીશ!
જીવનમુક્ત પદ પામવા, લક્ષણ કહો મુજ ઇશ ॥૮૧॥

॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥

કહે શિવ દેવિ! સાંભળો સાર,
જીવનમુક્તના લક્ષણ નિરધાર।
એક ચિત્તપક્ષને આસરે નહી,
જીવનમુકત તે જાણો સહી, ॥૮૨॥
અહં મમત્વ ગ્રંથી જેની ગળી,
વિષય વાસના અવિદ્યા ટળી।
વ્યોમ તણી પેરે અવિગ્રહે જેહ,
જીવનમુકત ભણીયે તેહ ॥ ૮૩ ॥
રાગ દ્વેષ રહિત અભિમાન,

સકલ ભૂત વિષેં દૃષ્ટિ સમાન ।
સાક્ષીવંત થકો જે રહે,
જીવનમુકત શિવ તેને કહે ॥૮૪॥
કામ ક્રોધ મદ મચ્છર મોહે,
નિન્દા અંશ અહિંસા પોહે ।
સંકલ્પ વિકલ્પ હર્ષ ને શોક,
પામે નહિ કહિયે રાગ ને કોપ ॥ ૮૫ ॥
શત્રુમિત્ર લઘુદીર્ઘસમાન,
સદા નિરન્તર આત્મધ્યાન ।
કપટ રહિત નિર્મલ મન જેહ,
જીવનમુક્ત જોગે સ્વર તેહ ॥ ૮૬ ॥
સ્રી તણો સંગ નવ કરે,
જીવનમુક્ત એક કી ફરે ।
મન કર્મ વચન જેનું શુદ્ધ હોય,
જીવનમુક્ત કહીયે સોઇ ॥ ૮૭॥
જીવન મુક્ત કહીજે જેને,
દ્વૈત ભાવના હોય તે નો
દેહાદિક વિષે ન પામે મોહ,

જીવનમુકત કહીયે સોય ॥ ૮૮ ॥

કયારે મુકતતણી પાસે રહે,
કયારે કૃષ્ણ કથા તે કહે ।
કયારે કહે ગાઢો જ્ઞાન,
જીવનમુકતા રહિત અભિધ્યાન ॥ ૮૯ ॥

જીવનમુકતસંતોષી હોય,
અર્થપ્રતિગ્રહ કરે તે સોય ।
શાક સાલ્ઞઉદાન સમાન,
જીવન્મુકતા એહજ જ્ઞાન ॥ ૯૦ ॥

પટકુલ દીવ્ય જીર્ણવસ્ર જેહ,
જીવન્મુકત સામાન્ય તેહ ।
લોક કાંચન ચિંતામણિ કાચ,
જીવન્મુકતને તુલ્ય મનવચકાય॥ ૯૧ ॥

ગામ અર્ણવ ભોમસેહજ જેહ,
રાજા રંક શત્રુ મિત્ર સર્વે દેહ ।
જીવનમુકતને મન સર્વે મર્મ,
સ્વપ્નાંતર નય ભાસે નર્મ ॥ ૯૨ ॥

આદ્ય મરણ કલ્પાંતજ હોય,
તો એ જીવનમુક્ત ન પામે મોહ ।
જીવનમુક્ત નિભય નિઃસંગ,
માયા સ્પર્શ કરે નહિ અંગ ॥ ૯૩ ॥

જીવનમુક્ત કર્મ એ કરે,
જે સ્ફટિક મણિ નાના રંગ ધરે ।
અભ્યંતર ભેદે નહિ કોય,
જીવનમુક્ત કરે શિવ સોય ॥ ૯૪ ॥

ગંગાતીરે યદિ લહે મર્ણ,
તોહે જીવનમુક્ત લહે હરિશર્ણ
જીવનમુક્ત સેહેજમાં રહે,
ગુણદોષ કેનો નવ ગ્રહે ॥ ૯૫ ॥

ગર્ભધ્યાન નિરંતર ધરે,
સેહેજ શૂન્યમાંહે વિસ્તરે ।
પરમ જ્યોતિમાં રહે સમાય,
જીવનમુક્ત શંકર તે ગાય ॥ ૯૬ ॥

જિતેંદ્રિયસ્થ ખાય આસન,
અનહદ નાદ રાખે મન ।

અહંભાવ અંતરથી ખોએ,
ચૈતન્ય ભાવ ચરાચર જોરે ॥ ૯૭ ॥
અજપાજાપ જપે જે કોઈ,
જીવનમુક્ત કહીયે તે સોય ।
સોહં સનાંતન જાણો જેહ,
જીવનમુક્ત કહે શિવ તેહ ॥ ૯૮ ॥
જીવનમુક્તના લક્ષણુ સુણો,
સંક્ષેપે શિવે તે ભણ્યા ।
વળી અધિક શું કહું તુજને,
જીવનમુક્ત વલ્લભ તુજને ॥ ૯૯ ॥
જીવનમુક્તના પૂંજું પાય,
દેવી પ્રત્યે શંકર એમ ગાય ।
જીવનમુક્તની કથા એ કહી
મુદ્રા ખેચરી જેણે ગ્રહી ॥ ૧૦૦ ॥
જીવનમુક્તને મેં ખાંતે કરી,
પુછી પછી મુદ્રા ખેચરી ।
દેવીનું મનાવું મન,
જે પુછા જીવનમુક્તનાં ચેન ॥ ૧૦૧ ॥

દેવીને મન ઉલટ ઘણો,
પૂજે પતિ કૈલાસજ તણો ।
સ્વામી તમે મુજ કરી સનાથ,
કર જોડી જે પુછૂ વાત ॥ ૧૦૨ ॥

॥ श्री देव्यो उवाच ॥ पूर्व छायो: ॥

દેવી પુછે ઇશને, કહો કૃપા કરી મહાદેવ ।
પંડ બ્રહ્માંડ પંચ તત્ત્વનો,
ઉત્પત્તિ પ્રલય સ્વયમેવ ॥ ૧૦૩ ॥

જે જાણે સંશય ટળે,
હું તુ ભ્રમ પલાય ।
લક્ષણ કરો પંચ તત્વનાં,
વળી વળી લાગું પાય ॥ ૧૦૪ ॥

॥ चोपाइ ॥

દેવી પુછે કહો મહાદેવ,
આત્મતત્ત્વબ્રહ્માંડનો ભેદ ।
પંચગુણ લક્ષણ જેહ,
મુજને કહો વિસ્તારી તેહ ॥ ૧૦૫ ॥

જે જેમ હોય તે કહો,
સંશય શંકા તે મારી દહો ।
તમે સમર્થ છો શ્રી જગદીશ,
કહો પંચતત્ત્વ લક્ષણ પંચવીર ॥ ૧૦૬ ॥

॥ श्री शिव उवाच ॥

દેવીપ્રત્યે બોલ્યા ઇશ,
પ્રથમ લક્ષણ તે પચીશ ।
અસ્થિ માંસ ત્વચા ને રોમ,
પંચ લક્ષણ કહીએ ભોમ ॥ ૧૦૭ ॥
દેહીમાં દેવી પૃથ્વી તો એહ,
વૃદ્ધ ક્ષીણ પામે ત્યાં તેહ ।
બ્રહ્મજ્ઞાની એ એવું ત્યાં કહ્યું,
તે શિવ મુખથી દેવીયે ત્યાં ગ્રહ્યું ॥૧૦૮॥
શુક્ર શોણિત મજ્જા પ્રસ્વેદને લાલ,
એજ લક્ષણ પંચવિશાળ ।
દેહીમાં દેવી અર્પતાં એહ,
આગમપાર કહિયે તેહ ॥ ૧૦૯ ॥
તે માટે બ્રહ્મજ્ઞાની તત્ત્વ કહે,

અહંભાવ તે નિશ્ચે દહે ।

દેહ તણી જો સ્થિતિ પ્રિછાય,

સંશય શંકા તે નિશ્ચય જાય ॥ ૧૧૦ ॥

કામ ક્રોધ ક્ષુધા તૃષાક્રાંત,

તેજ લક્ષણ પંચ એટલે ભ્રાંત ।

દેહીમાં દેવી તેજ ત્યાં હોય,

બ્રહ્મજ્ઞાનીયે કહ્યું છે સોય ॥ ૧૧૧ ।

સુણો દેવી લક્ષણ કહું વાય,

દ્રાવણ વલગણ પ્રસરણ થાય ।

રોધન કંપન થાય જેહ,

દેહીમાં દેવી વાયુ ત્યાં એહ ॥ ૧૧૨ ॥

બ્રહ્મજ્ઞાની તત્ત્વ તે કહે,

કહે શિવ દેવી રાખે હૃદયે તેહ ।

દેહ જાણે સંશય તત્ક્ષણ ટળે,

અહંકાર તે બ્રહ્મમાંહે ભળે ॥ ૧૧૩ ॥

આલસ્ય નિદ્રા અચેત પૈસ્વંનં જેહ,

લોભ લક્ષણ પંચનભ એહ ।

દેહીમાં દેવીસમ જે એહ,
કહે શિવ તે ના ટળે સંદેહ ॥ ૧૧૪॥

અહંકાર ટાળવા કાજ,
તત્ત્વલક્ષણ કહ્યાં મહારાજ ।

હવે કહુ દેવી સુણ સાર,
ઉત્પત્તિ પ્રલય તત્ત્વ નિરધાર ॥ ૧૧૫ ॥

દૈવિ વક્ત્રથી ઉત્પન્ન આકાશ,
આકાશેથી વાયુપ્રકાશ ।

વાયુતેજે વેગે ઉપાય,
તોયતેજથી પ્રગટ થાય ॥ ૧૧૬ ॥

તોયસ થકી પૃથ્વી થઈ,
પૃથ્વી તાં આવિષં નરઇ ॥

તોયતેજ માંહેલીન, તેજ વાયુમાં થાય ક્ષીણ ॥ ૧૧૭॥

વાયુ આકાશમાં સમાય,
આકાશ તે વક્ત્રમાં જાય ।

જેમ જેમ ઉપજે તેમ તેમ શમે,
દેવી તત્ત્વ તત્ત્વ સુ રમે ॥ ૧૧૮ ॥

પંચતત્ત્વ તણી સૃષ્ટિ જેહ,
ઉંપજે ભાગે વર્તે તેહ ।
પંચભૂત પ્રગટ આકાશ,
ચેતન ગુપ્ત આવે અવિનાશ ॥ ૧૧૯ ॥
પંચ તત્ત્વ તણી સૃષ્ટિ જેહ,
ઉપજે ભાવે વર્ત્તે જેહ ।
પંચભૂત થકી પાસે જેહ.
ચિદાનંદ પૂરણ બ્રહ્મ તેહ ॥ ૧૨૦ ॥
કહે શિવ તેને કરૂં પ્રણામ,
જે પરાત્પરે પરમાત્મારામ !
ગગન પવન તેજ પૃથ્વી તોય,
ચંદ્ર સૂર્ય દેવ આત્મા સોય ॥ ૧૨૧ ॥
સૃષ્ટીનાં કારણ અષ્ટ એહ,
પંડ બ્રહ્માંડ દ્વારે તેહ ।
શબ્દસ્પર્શ રૂપરસ ને ગંધ,
તેને મનસુ સદા સંબંધ ॥ ૧૨૨ ॥
એ મનસુ ઉંપજે મનસુ રમે,

દેવી મન હૃદયમાં સમે ।
બ્રહ્માંડ કેરૂં લક્ષણ છે એમ,
દેવી માન પડે છે તેમ ॥ ૧૨૩ ॥
પંડ બ્રહ્માંડ જે આકાર,
ચેતન મન દેવી નિરાકાર ।
નિરાકાર વિષયારત જેહ,
કહે શિવમારૂં મન છે તેહ ॥ ૧૨૪ ॥
મારા મનસુ જો મન મળે,
તો સંસારસંકટ બંધન ટળે ।
કવિ પંડિત સહુકો સાંભળે,
શોધ્ય થઈ શિવને મળે ॥ ૧૨૫ ॥
રૂપનામ યથાર્થ જેહ, અસ્થિર રૂપ પસતી તેહ ॥
નિશ્ચય પ્રયત્ન કરી તજો,
રમતારામ નિરંતર ભજો ॥ ૧૨૬ ॥
સકલ શાસ્ત્રનો સિદ્ધાંત એહ,
મનશુદ્ધે હરિ ભજવા તેહ ।
પરમાત્મા અંતર આત્મા,

દેવી તું ઓલખ આત્મા ॥ ૧૨૭ ॥

કરે શિવ શોધી લેતું તેહ,

જે જાણે સર્વ ટળે સંદેહ ।

॥ श्री देवी उवाच ॥ पूर्व छायो: ॥

દેવી સ્તવે મહાદેવને,

જય આદ્યનાથ ગુરૂ દેવ ।

નિશ્ચય કરી મુજને કહો,

જે વિધાતા તણો જે ભેદ ॥ ૧૨૮ ॥

કહો શિવ તે કોણ આત્મા,

કોણ પરમાત્મા રામ ।

કોણ તે અંતર આત્મા,

કૃપા કરો મુજ સ્વામી ॥ ૧૨૯ ॥

॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥

ઉમયા પ્રત્યે ઇશ્વર વદે,

બ્રહ્મજ્ઞાન તે રાખો હૃદે ।

મહાપાતિક ટળે બહુ કર્મ,

સાંભળી ધાતુ તણો એ મર્મ ॥ ૧૩૦ ॥
શુક્ર શોણિત અસ્થિ માંસને મેદ,
ત્વચા રોમ નાડીના ભેદ ।
મજ્જા રસ તો જાણો સહી,
દશ ધાતુ એ મહાદેવે કહી ॥ ૧૩૧ ॥
ધાતુ મળી પિંડ ઉપજ્યો જેહ,
દેવિ આત્મા કહીયે તેહ ।
અંતર આત્મા તે મન જાણ,
પરમાત્મા તે શૂન્ય પ્રમાણ ॥ ૧૩૨ ॥
શૂન્યથી મન તે પ્રગટ જાણ,
દેવી મન તે શૂન્ય સમાય ।
મનથી આત્મા ઉપજે દેહ,
મનમાંહી લય પામે તેહ ॥ ૧૩૩ ॥
દેવી પુછે કહો મહાદેવ,
શૂન્ય મન પંચાત્મક ભેદ ।
પ્રત્યક્ષ પ્રભુ કહો રૂપ,
જય જય કૈલાસ જ ભૂપ ॥ ૧૩૪ ॥

અહં આત્મા મિથ્યા દેવી દેહ,
આત્મા આત્મા હંસ મન તેહ ।
પરમાત્મા શૂન્ય અનહદ ધુન્ય,
ત્યાં લયલી પરબ્રહ્મમહામુન્ય ॥ ૧૩૫ ॥

॥ श्री देवी उवाच ॥ पूर्व छायोः ॥

ઉત્પત્તિ પ્રલય ગર્ભ તણી,
કહો કૃપા કરી મહાદેવ ।
બ્રહ્મજ્ઞાન પ્રકાશીયે,
બ્રહ્મજ્ઞાન સ્વયમેવ ॥ ૧૩૬ ॥

॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥

કહે શિવ દેવી સાંભળ સત્ય,
ગર્ભ તણી તે કહુ ઉત્પત્તિ ।
રક્તધાતુ તે માતા તણું,
શુક્રધાતુ તે પિતા તણું ॥ ૧૩૭ ॥
શુન્યધાતુ પ્રભાવે કરી,
ગર્ભ ધ્યાન દેવી દેહ ધરી ।

રક્ત રેતઃતણો જે દેહ,
  શૂન્યધાતુ તો ચેતન એહ ॥ ૧૩૮ ॥
ચેતન અવિનાશી હંસ જાણ,
  રકત રેતસ્ અસ્થિર પ્રમાણ ।
શૂન્ય ધાતે બાધો ધસો પિંડ,
  કરે શિવદેવી તથા બ્રહ્માંડ ॥ ૧૩૯ ॥
દેવીને આ શંકા ઘણી,
  પ્રણામ્યા પતિ કૈલાસજધણી !
સ્વામિ મને આશંકા એહ,
  અણસંગ ન્યાયે ઉપજયો દેહ ॥ ૧૪૦ ॥
તો વેદ માને કાં ભાંજે પિંડ,
  શુન્યધાતુ તો કહીં અખંડ ।
કહે શિવદેવી સાંભળ સાર,
  એ તત્વાર્થ કહુ નિરધાર ॥ ૧૪૧ ॥
ગર્ભાધાનને લહે જેહ,
  દેવી! નાસત પામે તેહ ।
ગર્ભાધાનને જાણે જે કોય,

દેવી તેને મૃત્યુ ન હોય ॥ ૧૪૨ ॥

॥ श्री देवी उवाच ॥ पूर्वछायो: ॥

દેવી પૂછે ઇશને,
સ્વામી વળી વળી નામું શીર્ષ ।
ગર્ભાધાન પ્રકાશીયે,
ધન ધન શ્રી જગદીશ ॥ ૧૪૩ ॥

श्री शिव उवाच ॥ चोपाइ ॥

કહે શિવદેવી સાંભળ તેહ,
શુભધ્યાન પુછ્યું તમે જેહ ।
સ્વપ્ન રહિત નિદ્રા સુખસાર,
ગર્ભાધાન એણે આકાર ॥ ૧૪૪ ॥
ચિંતામાં જેનું મન હોય,
ગર્ભાધાન કહે શિવ સોય ।
જાગૃત સૃષ્ટિ કહિયે તેહ,
ગર્ભાધાન ઉચિત ધરે જેહ ॥ ૧૪૫ ॥
દૈવી અવસ્થા નહિ જહેને,

ગર્ભાધાન કહીયે તેહને ।
સદા નિરન્તર સરખો જેહ,
કહે શિવ નાશ ન પામે તેહ ॥ ૧૪૬ ॥
અછતો જે અહં ઉપાધિ બહુ કરે,
દેવી તે તો ક્ષણુ ક્ષણુ મરે ।
બ્રહ્મજ્ઞાન કહે મહાદેવ,
મનસ્થિર કરી ટાળો અહમેવ ॥ ૧૪૭॥
દેવી મનવશ રાખે જેહ,
ગર્ભાધાન ગત પામે તેહ ।
મન ઇન્દ્રિય સ્થિર પામે જેહનું,
કહે શિવ સ્મરણુ કરું હું તેહનું ॥ ૧૪૮॥
સુર અસુર પન્નગ સરવે દેવ,
ત્રિલોક જીતી તેણે સેવ ।
કહે શિવ જેનું મન સ્થિર થાય,
સાંભળ તુજ કહું ઉપાય ॥ ૧૪૯ ॥
મનવાણીની લહે ઉત્પત્તિ,

તારે તે સ્થિર મન થાયે સત્ય ।

મન સ્થિર વિના સાધન કરે,
જેમ કાચે કુંભે નીરજ ભરે ॥ ૧૫૦ ॥

મન સ્થિર રાખો તો મહાધ્યાન,
અંતસાધન નહી એસમાન ॥ ૧૫૧ ॥

॥ श्री देवी उवाच ॥ पुरव छायोः ॥

વાણી મન ક્યાં ઉપજે,
તે કહો મહાદેવ ।

વાણી મન ક્યાં કમ સમો,
તે કારણ કહો સ્વયમેવ ॥ ૧૫૨ ।

॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥

શિવભણે દેવી સુણ એહ,
રહે પરાપર પુછ્યું જેહ ।

કારણ સકલ ભૂતનું એહ,
અનિર્વચનીય કહીયે તેહ ॥ ૧૫૩ ॥

વક્ત્ર બ્રહ્માનંદ અજ,

સદા સદોતીત નિરવાણ ।

નિરાલંબ સેહેજ શુન્યથી,

પ્રગટ હંસ પ્રાણ ॥ ૧૫૪ ॥

દેવી પ્રાણ વક્ત્ર ઉત્પન્ન,

પ્રાણ થકી પ્રગટીયું મન ।

મન વાણી નાના ઉપાય,

વાણી તે મન માંહે સમાય ॥ ૧૫૫ ॥

મન પ્રાણમાં પામે લીન,

પ્રાણ વક્ત્રમાં ક્ષીણ ।

આદ્ય અંત મધ્ય વક્ત્ર એહ,

જેમ ભુક્ષણ ભાંડા મુદ્રા કનક અનેક ૧૫૬

રૂપિ અરૂપિ અવક્ત્ર જાણ,

કહે શિવ સઘળે વસ્તુ પ્રમાણ,

બહાર જ્યારે ભીતર રમતા રામ,

ઠાલો નહિ અણુ માત્ર ઠામ ॥ ૧૫૭ ॥

હું તું ભ્રમ મુકો પરો.

વસ્તુ વિચારી દેહમાં ધરે ।
એણે અનુભવે મન સ્થિર થાય,
દેવી પ્રત્યે શંકર એમ ગાય ॥ ૧૫૮ ॥
જ્યારે રવિ શશિ ઘેર જાય,
પવન ગગન ત્યારે સમાય ।
મન ઉત્પતિ તણું ધરતું જોએ,
આતમ દરશન તારે હોયે ॥ ૧૫૯ ॥
વિદ્યા તીર્થ શાસ્ત્ર ભણે વેદ,
તો અનછૂટે મનથી ખેદ ।
આત્માલાભે મન સ્થિર થાય,
દેવી અન્ય નથી ઉપાય ॥ ૧૬૦ ॥

॥ श्री देवी उवाच ॥ पूर्व छायो: ॥

દેવી સ્તવે મહાદેવને,
કહો પ્રભુ દેહ વિચાર ।
આત્મ તત્ત્વને જાણવા,
પુછું પ્રશ્ન તમે સાર ॥ ૧૬૧ ॥

કોણ સ્યાનક શશિ વસે,
કોણ સ્થાનક રવિ વાસ ।
કોણ સ્થાનક વાયુ વહે
કોણ સ્થાને આકાશ ॥ ૧૬૨ ॥

॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥

દેવી પ્રત્યે કહે મહાદેવ,
સાંભળ દેહ તણો કહું ભેદ ।
જે જાણે ભાંગે ભવ ભ્રાંતિ,
ટળે ઉપાધિ પામે મન શાન્તિ ॥ ૧૬૩ ॥
તાલુ મૂલે દેવી શશિ રહે,
અમૃત ધારા ત્યાં ઉલ્લસે ।
સકલ ભૂતને પોષે શશિ,
સોલે કલા સંપૂર્ણ વસી ॥ ૧૬૪ ॥
નાભિ મુલે દિવાકર જાણુ,
વહ્નિ રુપ પ્રગટ પ્રમાણુ ।
દ્વાદશકલા સંપૂર્ણ જેહ,

સકલ ભૂતને શોષે તેહ ॥ ૧૬૫ ॥

શશી અગ્રે દેવી નભ સદા,
સૂરજ અગ્રે વાયુ તદા ।
ચિત અગ્રે દેવી વર્ત્તે વાય,
નભ અગ્રે મારૂત સમાય ॥ ૧૬૬ ॥

મહા ગોપ્ય કહું સર્વ એહ,
પામીજે ગુરૂવાક્ય તેહ ।
તત્ત્વ જાણવા કહો મહાદેવ,
ગુરૂસેવા કીજે સ્વયમેવ ॥ ૧૬૭ ॥

ગુરૂ, વીના દેવી ગતિ નથી,
સિદ્ધાંત વાણી શંકરે કથી ।
ગુરૂસેવે લહે ગુરૂભાગ,
તારે મન રહે મૂળગે માગ ॥ ૧૬૮ ॥

**શ્રી દેવી ઉવાચ ॥ પૂર્વ છાયો ॥**

મહા પુરૂષ મુજને કહો,
જે જે ભક્ત ગુરૂ ઇશ ।

પરમ તત્ત્વ તે જાણવા,
પ્રણુમુ શ્રી જગદીશ ॥ ૧૬૯ ॥
સ્વામી શક્તિ ક્યાં વસે,
કોણ સ્થાનક જીવ હોય ।
ઉમયા પુછે ઇશાને,
કૃપા કરી કહો સોય ॥ ૧૭૦ ॥
કોણ ક્યાં તે ક્યાં રહે,
પ્રગટ કરી કહો રૂપ ।
જરા કેહને વ્યાપતી,
કહો શિવ સત્ય સ્વરૂપ ॥ ૧૭૧ ॥

**श्री शिव उवाच ॥ चोपाइ ॥**

શિવ ભણે દેવી સુણુ સાર,
પ્રશ્નતણો ઉત્તર કહુ નિરધાર ।
જે જાણે ભાંગે ભવ ભ્રાંન્તિ,
પ્રગટે જ્ઞાન પામે શાન્તિ ॥ ૧૭૨ ॥
શિવશક્તિ કેરો કહુ ઠામ,

જે જાણે મન પામે વિશ્રામ।

સત્ય સ્વરૂપની સ્થિતિમાં રહે,
ગોપ્યજ્ઞાન મહાદેવ તે કહે ॥ ૧૭૩ ॥

દેવિ ! શકિત વસે પાતાલ,
બ્રહ્માંડે તે શિવ નિહાળ।

કાળ તેને અંતર જાણુ,
પંચભૂત પ્રગટ પ્રમાણુ ॥ ૧૭૪ ॥

જરા તેને વ્યાપે નહિ,
સત્ય સત્ય વાણીહરે કહી।

સ્થાવર જંગમ રુપને નામ,
તે કાળમાં સહુ રહે વિશ્રામ ॥ ૧૭૫ ॥

ઉપજે ભાંજે વરતે કાળ,
પ્રગટ રુપ દેવી કાળ વિશાળ।

ગગન પવન તેજ તોયને મહી,
સ્થૂલ કાલ જાણે સહી ॥ ૧૭૬ ॥

શબ્દ સ્પર્શ રુપ રસને ગન્ધ,

સૂક્ષ્મ કાલ કલ્પના બંધ ।
કાલ આવે વરતે રહે જાય.
દેવી કાલ કાલને ખાય ॥ ૧૭૭ ॥
કાળ તણો મહા કાલ ત્યાં જેહ,
શિવ નિરંજન ભણીયે તેહ ।
દેવી સદા સમસ્ત તેહને,
કર્મકાલ નહિ જેહને ॥ ૧૭૮ ॥
બાહરકાલ સ્વામી સ્થૂલ કહો.
અભ્યન્તરનો સૂક્ષ્મ નવ્ય લહો,
અભ્યન્તર જાણવા ઇશ,
સંશય નવ જાયે જગદીશ ॥ ૧૭૯ ॥
શિવશક્તિ દેહીમાં ક્યાં રહે,
સૂક્ષ્મ કાલ તણો ભેદ કહે ।
સૂક્ષ્મથી સ્વામી સ્થૂલ હોય,
મુને શંકર કહો સોય ॥ ૧૮૦ ॥
શિવ ભણે દેવી સુણ એહ,

વિસ્તારીને કહુ તુજ તેહ ।
શકિત પાતાલ વસે મૂલદ્વાર,
શિવ બ્રહ્માંડે રહે બ્રહ્મદ્વાર ॥ ૧૮૧ ॥

તે મધ્યે સ્થાનકમાં પંચ,
સૂક્ષ્મકાળ તણો તે સંચ ।
લિંગનાભં રહે કંઠનેત્ર,
વર્ત્તકાલ ત્રણે ક્ષેત્ર ॥ ૧૮૨ ॥

પંચભૂત કહાંમે જેહ,
દેવી દેખાડું તુજતેહ ।
પૃથ્વીમાં ભલી રહે તોય,
હૃદય આકાશ પવન કંઠ જાય ॥ ૧૮૩ ॥
તેજ નેત્રમાં નિરખે સહી.
સૂક્ષ્મકાલ ભૂતગત કહી ।
શબ્દ સ્પર્શ રૂપ રસને ગંધ,
સૂક્ષ્મ કાળ કલ્પના અહંબંધ ॥ ૧૮૪ ॥
સૂક્ષ્મકાણ વર્ત્તે મન પ્રાણ,

મહાકાલ શબ્દ નિર્વાણ ।
નિરાલંબ શૂન્ય અદ્વૈત,
તેની કોઇ ન જાણે રીત ॥ ૧૮૫ ॥
કાલ ચતુષ્ટયનો સુણ મર્મ,
જે જાણે ભાંગે ભવ ભર્મ ।
નિત્ય નિમિત્ત કાળ જેહ,
પ્રકૃતિ આત્મા ભાણીયે તેહ ॥ ૧૮૬ ॥
સુણ દેવી જેવું હું લહું,
વિસ્તારીને તુજને કહું ।
નિત્ય કાલ તે કહીયે મન,
ક્ષણ ક્ષણમાં તે થાય પતન ॥ ૧૮૭ ॥
નિમિત્ત કાળ ભૂતાદિક જેહ,
આવે જાય રહે નિત્ય તેહ ।
પ્રકૃતકાલ તે પ્રગટે પ્રાણ,
ક્રિયારહિત કરે પ્રયાણ ॥ ૧૮૮ ॥
અંત્યંત કાજલ મહા શૂન્ય,

જ્યાં નહી દેવી પાપને પુન્ય ।

અત્યંતક પદ પામે જેહ,

પુનરાગમન ન ધરે દેહ ॥ ૧૮૯ ॥

સેહેજ શૂન્યથી પ્રગટે પ્રાણ,

તે કહીયે પ્રકૃતિ ક્રિયાણ ।

પ્રકૃતિ પ્રાણથી પ્રગટીયું મન,

મન કલ્પ્યા ત્રણ ભુવન ॥ ૧૯૦ ॥

ત્રિલોકી મન માંહે સમે,

મન પ્રાણમાંહે આથમે ।

પ્રકૃતિ પ્રાણ સહેજે શૂન્ય સમાય,

દેવી કાલ એમ આવે જાય ॥ ૧૯૧ ॥

શિવશક્તિ એકંન હોય,

ત્યાં લગી કાળ તે વ્યાપે શોયે ।

જન્મ મરણ લહે ક્ષણ ક્ષણ તેહને,

શિવશક્તિ જુજવાં જેહને ॥ ૧૯૨ ॥

ભક્તિ જોગ અનુભવે કરી,

શક્તિ શિવ ઘેર જેણે ધરી ।
કહે શિવ તેને મત્યુ નવ હોય,
શદ કહે શિવ તે શોયો ॥ ૧૯૩ ॥

**श्री देवी उवाच ॥ पूर्व छायो ॥**

ઉમા ભણે ઇશ્વર કહો,
નયણે કરી અશ્વમેવ ।
નામ કહો શિવશક્તિનું,
કહો તત્વજ્ઞાન ગુરૂ દેવ ॥ ૧૯૪ ॥

**॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥**

શિવ ભણે દેવી સુણ સત કહું.
તત્વ યથાર્થ જે હું લહુ ।
એણે સર્વ ટળે સન્દેહ.
આત્મજ્ઞાન કહું તુજ તેહ ॥ ૧૯૫ ॥
શક્તિ નામ ત્યાં કહીયે જેહ,
ચિત્ત ચંચલતા પામે તેહ ।
શિવનામ દેવી તે સહી,

જ્યારે મન ધરીયે નહિ કહી ॥ ૧૯૬ ॥

જ્યારે મન વિકાર તે હોય,
શકિત માન મમતે કહીયે સોય ।

જ્યારે મન નિરાલંબ લહે,
સ્વસ્વરુપ તે શંકર કહે ॥ ૧૯૭ ॥

દેવી ચિત ચલે નહિ મન ક્રમ,
ચિત્તસ્થિર તે પૂરણ બ્રહ્મ ।

શિવશકિતનું રુપ જે લહે;
તે જીવન્મુકતી સદા શિવ કહે ॥ ૧૯૮ ॥

॥ श्री देवी उवाच ॥ पुरव छायोः ॥

ઉમયા સ્તવે મહાદેવને,
અન્તર્યામી ઇશ ।

કૃપા કરી શ્રીગુરૂ કહો,
મુજને દેહસ્થ જગદીશ ॥ ૧૯૯ ॥

ત્રણ શકિત તે કારણ કહો,
કહો મુજને તે ભેદ ।

મર્મ કહો ષટ્ ચક્રનો
શ્રીગુરૂ સંશય ખેદ । .૨૦૦ ॥
સપ્તપાતાલ તે કહો ક્યાં,
કિહાં બ્રહ્માંડ એકવીસ ।
નિશ્ચય કરી શંકર કહો,
વલી વલી નામું શીર્ષ ॥ ૨૦૧ ॥

॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥

કહે શિવદેવી સાંભળ સાર,
દેહ તણો તમને કહુ વિચાર ।
લાભ આત્મ જેણે કરી હોય,
પરમ પ્રશ્ન તમે પુછયું સોય ॥ ૨ ॥
દેવી શકિત એક ત્રણ નામ,
કર્મ કરી બેસે ત્રણે ઠામ ।
મધ્યશકિત બ્રહ્માની સહિ,
જપ સ્થાનકે વ્યાપી રહી ॥ ૩ ॥
સૃષ્ટિ તણો તે કરે વ્યાપાર,

ક્રિયાશકિત તે કહીયે સાર ।
રજવીર્યના અધિપતિ જેહ,
બ્રહ્મા સાવિત્રી કહીયે તેહ ॥ ૪ ॥
અધોશકિત રૂદ્રની જાણુ,
મૂલદ્વારા તે પ્રમાણુ ।
સૃષ્ટિ તણો તે કેડે ઠામ,
જ્ઞાન શકિત દેવી તે નામ ॥ ૫ ॥
અધોશકિત વિષ્ણુની જેહ,
નાભિવિષે દેવી રહે તેહ ।
સકલ ભૂતનું પોષણ કરે,
દ્રવ્યશકિત નામ તે ધરે ॥ ૬ ॥
તે ઉપરાંત નિરંજન જાણુ,
સદાશિવ તે વસ્તુ પ્રમાણ ।
શિવ એક ત્રણ તેના નામ,
પૃથક્ પૃથક્ કરી કહું તે ઠામ ॥ ૭ ॥
હૃદય કમલમાં રહે શિવ જેહ,

અંતર આત્મા નિરંજન તેહ ।

અખંડાનંદ ગુરૂ ગમે જાણીએ,
અંતર જો અનુભવે આણીયે ॥ ૮ ॥

કંઠ વિષે દેવી શિવ જોયે,
આત્મા રૂપ નિરંજન સોય ।

સોહંકાર કરે રહે જેહ,
ગુરૂ દૃષ્ટે અવિલોકે તેહ ॥ ૯ ॥ ॥

હું તુ મધ્યે દેવી શિવ ભાલ,
જ્યોતિ રૂપ નિરંજન નિહાળ ।

પરમાત્મા તુ તેહજ જાણ,
દેવી એવો અનુભવ આંણ ॥ ૧૦ ॥

હવે ચક્રભેદ કહુ સુણ સાર,
જે જાણે ટલે અહંકાર ।

મૂલદ્વાર તણી સુણ કથા,
સંક્ષેપે શિવ બોલ્યા યથા ॥ ૧૧ ॥

રસાતાલ ઉપર જે થયો,

તે આદ્ય ગણેશ આધારે: કહ્યો।
ચતુર દલમાંહે જેનો નિવાસ।
કરે ખટસે હો જાપ તણો અભ્યાસ ૧૨
સ્વાદિષ્ટિ લિંગ ચક્ર જહાં,
બ્રહ્મા સાવિત્રી રહે તહાં।
ષટ્દલ બ્રમારજ વીરજ વસે,
ષટ સહસ્ત્ર જાપ તહાં અભ્યાસે।૧૩।
નામ કમલ દલદશ ઉલસે,
માણી કપૂરમાં વિષ્ણુ વસે।
ષટ્સહસ્ત્ર જાપ જેહ,
પોષણ રૂપ કમલા કંથ તેહ॥ ૧૪॥
દ્વાદશ દલ અનહદ ચક્ર રદે,
ત્યાં રૂદ્ર રૂદ્રાણી સદા શિવ વદે।
ષટ્ સહસ્ત્ર જાપ જેહ.
શિવ સ્વરૂપ ત્યાં કહે તેહ॥ ૧૫॥
વિશુદ્ધ ષોડશ દલ કંઠે જાણ,

જીવાત્માને ત્યાં પ્રમાણુ ।
સહસ્ત્ર તણો સંકલ્પ તેહ,
શક્તિ અવિદ્યા સંગ જેહ ॥ ૧૬ ॥

અગ્નિ ચક્ર દ્વિદશા દલ જહાં,
વિદ્યા શક્તિ પરમાત્મા તહાં ।
સહસ્ત્ર જાપ જપે દેવી તેહ,
તેજસ્વી પરમાત્મા તેહ ॥ ૧૭ ॥

દેવી જહાં ત્રિવેણી વહે,
પરમ હંસ સદા ત્યાં રહે ।
ત્રિવેણીએ ધરી રહે ધ્યાન,
ત્યારે પ્રગટે બ્રહ્મજ્ઞાન ॥ ૧૮ ॥
ગગન ચક્ર બહુ દલ જહાં,
શ્રી ગુરૂ દેવ સદા રહે તહાં ।
સહસ્ત્ર જાપ તણો સંકલ્પ તેહને,
વિજ્ઞાન શકિત અંગ જેહને ॥ ૧૯ ॥
ચક્ર ભેદ અજંપા ભેદ એહ,

ચક્રાદિ દેવી સમરે તેહ।
જે અનીર વચન અકલ અરૂપ,
તે દેવી સમરે દિવિ નિરંજન ભૂપ ૨૦

સેજ શૂન્યદેવી પ્રેમ પ્રકાશ,
દેવી તે માંહે કરી લે વાસ।
સ્વરૂપ સેહેજાનંદ જેહ,
મારે લક્ષ સદા છે તેહ ॥ ૨૧ ॥

સપ્તપાતાળ બ્રહ્માંડ એકવીસ,
તેનો ઉત્તમ આપે ઇશ
કૂટસ્થ કૃતે ઉર્ધ્વ બ્રહ્માંડ,
સ્વર્ગ એકવીસ દેવી મેરદંડ ॥ ૨૨
કટીમેર વિષે વિલોકમ્મરહે,
સત્ય સત્ય તે શંકર કહે।
મટી હેઠ સપ્તપાતાલ,
કટીવિષે દેવી શિષ કાળ ॥ ૨૩ ॥
અનંત રૂપે શેષ ભગવાન્,

ઉર્ધ્વ ઉર્ધ્વ વિષે તેનું સ્થાન ।

સકલભૂત ધરી રહ્યા જેહ,
દેવી શેષ સ્વરૂપ ત્યાં તેહ ॥ ૨૪ ॥
ઉર્ધ્વમૂલને અધો છે ડાલ,
વૃક્ષાકાર દેવી તે નીહાલ ।
દેહ જાણે દેવી સંશય ટલે,
પૂરણ બ્રહ્મ તત્ક્ષણ મળે ॥ ૨૫ ॥

श्री देवी उवाच ॥ पूर्व छाया ॥

ઉમા સ્તવે મહાદેવને,
જે જે જગદગુરૂ ભૂતેશ ।
બ્રહ્મજ્ઞાન તે પ્રગટે,
તે કહો મુજ ઉપદેશ ॥ ૨૬ ॥
દશ દ્વાર તે કહો કિહાં,
દશ્યસંજ્ઞા કહેવાય ।
કૃપાકરી શંકર કહો,
જેમ મન સબળું થાય ॥ ૨૭ ॥

શરીર ના શરીર વિષે,
॥ક્હો ક્યાં વર્ત્તે તેહ।
વાયુ ભેદ મુજને કહો,
નિશ્ચય કરી શિવ એહ ॥ ૨૮ ॥

॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥

શિવ ભણે ઉમીયા સુણુ એહ,
વાયુ, દશના સ્થાનક જેહ।
શરીર વિષે જ્યાં જ્યાં રહે,
દેવીને શિવ ભેદજ કહે ॥ ૨૯ ॥

પ્રાણુ વાયુ હૃદય વિષે રહે,
ક્ષુધા પિપાસાને તે ગ્રહે।
અપાન વાયુ રહે મૂલધાર,
અધો તણો તેને વેપાર ॥ ૩૦ ॥

સમાન વાયુ નાભિ વિષે રહે,
પોષણ રુપ તેને કહે।
ઉદાન વાયુ કંઠ વિષે જાણુ,

કંઠે વર્ત્તે ને કરે નિર્વાણુ ॥ ૩૧ ॥
વ્યાંન સકલ શરીર વિષે રહ્યો,
બલવાન તે માહાદેવે કહ્યો ।
અષ્ટાંગ વરને દેવીવાન, ॥ ૬૨ ॥
પંચવાયુ પ્રાણુાદિક જેહ,
પ્રગટ કરી કહ્યાં તુજ તેહ.

પ્રગટ વાયુ તે દેહીમાં જોય,
એ મેં એકે ન્યૂન્ય હોય ॥ ૩૩ ॥
નાક વિષે વાયુ ગ્રહાણે રહે,
ગંધ સકલ જ્યાં નાકજ ગ્રહે ।
કૂરમવાયુ ચક્ષુવિષે જોય,
મેષાં ન મેષ કરે તે સોય ॥ ૩૪ ॥
કરકચવાયુ ત્વચા વિષૈ રહે,
કહુ કારણ તે ત્યાં કહે ।
શીત ઉષ્ણુાદિક જાણો જેહ,
ત્વચાપતિ કરકચ તેહ

દેવદત્ત વાયુમુખે વસે,
મુખવર્ત્તિ તે તો ઉલ્લસે।
કરણુ વિષે ધનંજય વાય,
દેવી શબ્દ તેણે ગ્રહેવાય ॥ ૩૬ ॥
ક્ષણુમાત્ર ધુન્ય સમે નહી ત્યાંહ,
નામ ધનંજય ભણીયે જ્યાંહિ।
પંચવાયુ નાકાદિક કહ્યાં,
પ્રગટ પ્રમાણુ દેવ દેહીમાં થયા। ૩૭
દશવાયુ પ્રગટ જો એ,
એમાં એકે ન્યૂન હોય।
દશવાયુ દેહિમાં જાણો જેહ,
જોગે સ્વરતાં કહીયે તેહ ॥ ૩૮ ॥
વાયુ સકલ ત્યારે બંધ થાય,
જિતેન્દ્રિય મનવશ થાય।
વિદ્યાવાન મ કરશો ગર્વ
મન જીત્યાં તે જીત્યાં સર્વ ॥ ૩૯ ॥

વાયુભેદ કહ્યાં તુજ સાર,
હવે કહું દ્વાદશદ્વાર ।
નવધાર પ્રગટે ઘટ જોયે
ઊર્ધ્વ શાન્ત ને બે અધોયે ॥ ૪૦ ॥

આકર્મ કર્મ વિકર્મ હોય
જહાં મન ક્રીડા કરે દેવી તોયે ।
ઉત્પત્તિ પ્રલય પોષણ જે દ્વાર,
તેનો મહામુનિ લિએ વિચાર ॥ ૪૧ ॥

બીજદ્વાર ઉપન્યુ મન,
નાભિદ્વારેં ગ્રહે રસ અન્ન ।
ગગન દ્વારાએ મન તે શમે,
જોગેશ્વર તે ત્યાં રમે ॥ ૪૨ ॥

દશમું દ્વાર તે ઉત્પત્તિતણું,
એકાદશા નાભિ તે ભણું ।
જે માતા ઉદરમાં કરતો આહાર,
તે ઉત્પત્તિ પ્રલય એકાદશમું દ્વાર ॥ ૪૩ ॥

દ્વાદશામું અમૃત તે મન,
    ગુપ્તથકૂં વર્ત્તે ગગન ।
સોલ કલા સંપૂર્ણ શશિ,
    શિવ નિરંજન ત્યાં રહે વસી ॥ ૪૪ ॥
શૂન્યદ્વાર વિષે રહે તેહ,
    ગુરૂ ભેદ પામ્યો હોયજેહ ।
ગુરૂભેદ વિના નવ લેવાય,
    દેવિ જો કોટિ કરે ઉપાય ॥ ૪૫ ॥
દેવી મનલે પામે તહાં,
    પરમપદ કહીયે જહાં ।
ઉત્પત્તિ પ્રલય શૂન્યધાર,
    દેવી તેનો બહુ વિસ્તાર ॥ ૪૬ ॥

॥ श्री देवी उवाच ॥ पूर्व छापोः ॥

મહામંગલ મહાપુરૂષ શિવ,
    પ્રભુ જગનાથ જગદીશ ।
તત્વજ્ઞાનને પામવા,

અનુભવ કહો મુજ ઈશ ॥ ૪૭ ॥
શરીરના શરીર વિષે,
કોણ કોણ નાડી ક્યાં જાય ।
રુપનામ સ્થાનક નાડી,
આજ્ઞા કરી કહો શિવરાય ॥ ૪૮ ।

॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥

શિવ ભણે દેવી સુણ એહ,
નાડી ભેદ પુછ્યું તમે જેહ ।
શરીરવિષે નાડી જે રહે,
દેવી પ્રત્યે શંકર કહે ॥ ૪૯ ॥
દેવશક્તિ કુંડલી જેહ,
ભૂતિવિષે વસેછે એહ ।
નાનાનાડી તણું જે સ્થાન,
તેમાં દશમુખ પ્રધાન ॥ ૫૦ ॥
સાંભળો કહું તમને તેનાનામ,
જે આપ આપણે વર્ત્તે ઠામ ।

ઇડા પીડા સુષુમણા જેહ,
ઉર્ધ્વ માર્ગ ચાલે તેહ ॥ ૫૧ ॥

ગંગા યમુના સરસ્વતી નામ,
ત્રિકુટીએ તે તેનો ઠામ ।
બે પ્રગટ વહે એકગુપ્ત વહે,
ત્રિવેણી મહાદેવ તે કહે ॥ ૫૨ ॥

ઇડા પગલા કહીયે જેહ,
તપલોક પ્રજંત રહે તેહ ।
બ્રહ્મા રૂદ્ર અમૃત શિવ શશિ,
સત્યલોકે સુષુમણા વસી ॥ ૫૩

ગંધારી જીવાહસ્તિણી,
તે ચાલે મૂળ ત્રિવેણી ભણી ।
ગંધા જીવા બેહું જાણ,
સપ્તપાતાલે તે કરે પ્રયાણ ॥ ૫૪ ॥

હસ્તની મીડલમધ્યે રહે,
દેવીપ્રત્યે શંકર કહે ।

અવલંબન નામ દેવી જેહ,
દક્ષિણુ પશમા શ્રીત તેહ ॥ ૫૫ ॥
કુચના શંખણુી સાર,
વામાંગે તેનો વ્યાપાર
દશમુખ કહો પ્રધાન,
રૂપનામ કહ્યાં તેનાં સ્થાન ॥ ૫૬ ॥
કહે શિવ દેવી સાંભળ સાર,
નાડી દેહમાં અસંખ્ય અપાર।
સૂક્ષ્મનાડી છે અતિ ઘણી,
બોહોતેર સહસ્રમાં દેવી ભણી ॥ ૫૭ ॥
નાડીભેદ ત્યાં જાણે જેહ,,
જોગી પંડિત કહિયે તેહ।
દેહમાં નાડીતણો વ્યાપાર,
દેવી તુજને કહ્યો નિરધાર ॥ ૫૮ ॥

श्री देवी उवाच ॥ पूर्वं छाया ॥

દેવી ભણે શંકર કહો,

મુજ આત્મજ્ઞાન સાર
હું તું ભ્રમ જેણે ટળે,
કહો તે મુજ નિરધાર ॥ ૫૯ ॥
કહો ભાવ તે ગુણતણો,
કહો તેહના રૂપ ।
બ્રહ્મા રૂદ્ર વિષ્ણુ દેહમાં,
તે પ્રગટ કરી કહો ભૂપ ॥ ૬૦ ॥

॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥

શિવ ભણે દેવી સુણ એવં,
કહુ બ્રહ્મા રૂદ્ર વિષ્ણુનો ભેદ ।
રજોગુણ બ્રહ્મા કહીયે સાર,
સત્ત્વગુણ વિષ્ણુ નિરધાર ॥ ૬૧ ॥
તમો ગુણ રૂદ્ર દેવી જાણ,
પ્રગટ દેવ ત્રણ પ્રમાણ ।
ભોગ ભાગ તે બ્રહ્માતણો,
દયા ભાગ વિષ્ણુનો ગણો ॥ ૬૨ ॥

ક્રોધભાગ રૂદ્રનો સહી,
　　ત્રિગુણાત્મક કથાએ કહી।
જન્મ મરણ જરા ત્યાં લગે,
　　દેવી ત્રિગુણ વર્ત્તે જ્યાં લગે ॥ ૬૩ ॥
જેમ સ્વપ્નવિષે નાનાવિધ ભોગ,
　　તેમ ત્રિગુણાત્મક એવો સંજોગ।
સ્વપ્નમાંહી ભોગ ભોગવે જેહ,
　　જાગ્યા પછી ન દીસે તેહ
એમાં આત્મા સ્થિતિમાં નો ભળે,
　　તો જન્મ મૃત્યુ જરા ભવ ટલે।
આત્મજ્ઞાન પ્રગટે તારે હોય,
　　તેમાં વિષ્ણુ ચરાચર જોય ॥ ૬૫ ॥
બ્રહ્મ રૂદ્ર વિષ્ણુ ત્યાં જેહ,
　　એક મૂર્ત્ત ભાણીયે તેહ।
નાના ભાવ હોય જેહને,
　　દેવી મોક્ષનોયે તેહને ॥ ૬૬ ॥

નિર્ગુણ બ્રહ્મ ચિદાનંદ હરિ,
તે સૃષ્ટિ કરે રજોગુણ ધરિ ।
સત્ત્વ કરી હરિ સર્વ પોષતા,
તામસ ધરિ હરિ સર્વ શોભતા ।૬૭।

સરજે પાળે સંગ્રહે જેહ,
લીલા એ ત્રિગુણ ધરે તેહ ।
તે થોપરાયે પુરવ નહિ કોય,
સકલ નિરંતર તેને જોય ॥ ૬૮ ॥
વિશ્વચરાચર વ્યાપક તેહ,
ત્રિગુણાત્મક હરી કહે જેહ ॥

શિરગુણ નીરગુણ એક તું જાણ,
દેવ પ્રાણ સદા પ્રમાણ ॥ ૬૯ ॥
દેવી મન નિર્મલ જ્યારે હોય,
ત્યારે બ્રહ્મ જગતમાં જોયે ।
અધ્યાત્મવિદ્યા જેહને,
પરમાત્મા જગત તેહને ॥ ૭૦ ॥

सुखदायी तेने संसार,
जेणे तज्यो मननो अहंकार ।

તે સકલ નિરંતર આત્મા જોયે,
દ્વિતીયા ભાવ તે મનથી ખોય ।૭૧।

ત્રટ બુધ મુકો પરહરી,
કંચન દ્દષ્ટિ તે રાખો ખરી ।

દેહ ભાવ તે મનથી ટાળ,
કહે શિવ વસ્તુ ચરાચર ભાળ ।૭૨।

જગત સર્વ દેવી હરી જાણુ,
પુરણબ્રહ્મ પ્રગટ પ્રમાણ ।

નાનાભાવ જેને મન હોય,
પરમ પદ ન પામે સોય ॥ ૭૩ ॥

શિવ બ્રહ્મા વિષ્ણુ તે જાણુ,
શિવ શૂન્ય દેવી પ્રમાણ ।

શિવ આત્મા દેવી સર્વગત જોયે,
કાલસૃષ્ટિ કહે શિવ સોયે ॥ ૭૪ ॥

ઑઁકાર દેવી દેહે જેહ,
    ગગન તણી પેરે અસંગતિ તેહ ।
સજે પાળે તે સંધરે,
    કહે શિવ નાટક તે બેહુ ધરે ॥૭૫॥

સ્વાભાવે નિર્મલ સુવાસહી,
    કહે શિવ તેમાં સંશય નહિ ।
નિર્ધનમુખ દ્વિજ જાણ,
    પંડિત તથા સુપચ પ્રમાણ ॥ ૭૬ ॥
ભિન્નભાવ જેને નવ હોય,
    તત્ત્વવેત્તા તે કહીયે સોય ।
હર્ષ શોક રહિત ક્રોધકામ,
    તત્ત્વજ્ઞાની તે તેનું નામ ॥ ૭૭ ॥
સુખ દુઃખ ભાવ તે સમ પ્રતીત.
    શત્રુમિત્ર વડે સંપ્રીત ।
સર્વ સમાન હોય જેહને,
    તત્ત્વવેત્તા કહીયે તેહને ॥ ૭૮ ॥

બ્રહ્મ જાણવાનું સુણમૂલ, દેવી તપ આચરવું સ્થૂલ
તપે બ્રહ્મવિદ જાણીયે, તપતેતત્ત્વ પ્રમાણીયે ॥ ૭૯ ॥

પરનિન્દા પરસ્ત્રી પરધન, તે ઉપર ન જાયે મન ।
સદા નિરંતર વસ્તુ વિચાર, એ તપ શંકર કહે સાર ૮૦

ધર્મમૂલ દેવી દયા જાણ, જેણે પામીજે પદ નિરવાણ
હિંસા કેહેની કરવી નહી, સત્ય સત્ય વાણી શિવે કહી ૮૧

સકલભૂત વિષે દૃષ્ટિ પ્રમાણ, સત્યસંતો કળે આત્મજ્ઞાન
મનસા વાચા કર્મણા કરી, કહે શિવ દયા તે ખરી ૮૨
શિવ કહે દેવી દયા દાખ્ય, એ તપ દયા હૃદયમાં રાખ્ય

પ્રયતના કરી સર્વથા શિવ કહે,
એ તપ દયા અઘ ઓઘજ દહે । ૮૩ ।

॥ श्री देवी उवाच ॥ पूरवछायोः ॥

દેવી સ્તવે મહાદેવને, જે જે જગદ શિવબ્રહ્મ ।
જ્ઞાનસ્વરૂપ આનન્દઘન, તમ સમરે ટલે કર્મ ॥ ૮૪ ॥

માતતાત ભગિની કહે, ભ્રાત સુત સ્ત્રી સાર
નિશ્ચય કરી મહેશ્વર કહો, જંતુ તણો પરિવાર ।૮૫।
ગ્રહ આશ્રમ એ જંતુનો, જંતુ રહે કોણ કામ ઠામ ।
કોણ આવરણ એ જંતુનું કહો પુછું કરી પ્રણામ ૮૬
ઉત્પત્તિ પ્રલય જન્તુની, જંતુ નામ કોઈ ઇશ ।
કૃપા કરી મુજને કહો. પ્રભુ પૂછું જગદીશ ॥ ૮૭ ॥

॥ श्री शिव उवाच ॥ चोपाइ ॥

શિવ ભણે ઉમીયા સુણ એવં,
જંતુ તણા તેં પુછયા ભેદ ।
સાંભળ દેવી તુજને કહું, તત્ત્વ યથાર્થ જે હું લહું॥ ૮૮
દેવી જીવ તે શિવ જાણ, શિવમાં લય પામે નિર્વાણ ।
દેવી જીવ શિવ તે એક, સત્ય સિદ્ધાંતજ્ઞાન વિવેક॥ ૮૯
સ્થૂલ સૂક્ષ્મ નહિ જીવનું, રુપદેવી જીવે તે સ્વસ્વરૂપ

પિતા જ્ઞાન દયા તે માત,
મનસંયમ કરવોતે ભ્રાત ॥ ૯૦ ॥
ક્ષમા ભગિની સત્ય સુત જાણ,
શુભમતિ ભાર્યા પ્રમાણ ।
એ જન્તુતણો કહ્યો પરિવાર,
વપુગ્રહે સંયુક્ત નવદ્વાર ॥ ૯૧ ॥
શ્રોત્ર શૂન્ય ત્રિભુવન માને જેહ,
જીવરામ સદા સ્થૂલ જેહ ।
પંચતત્ત્વને આચરે સ્હે,
જીવનામ ત્યાં તેને કહે ॥ ૯૨ ॥
પંચઇન્દ્રિય આત્મા જેહ,
દેવી જીવનામ ત્યાં તેહ ।
પંચઇન્દ્રિય વસે જેહને,
શિવસ્વરૂપ કહીયે તેહને ॥ ૯૩ ॥
શિવથી ઉપજે શિવથી શમે,
દેવી જીવ શિવમાં રમે,

જીવનામ મંત્ર તે જાણુ
સદા સર્વદા શિવ પ્રમાણુ ॥ ૯૪ ॥

॥ श्री देवी उवाच ॥ पुरव छायोः ॥

ઉમયા સ્તવે મહાદેવને,
જય રૂપ ભગવાન ।
કૃપા કરી મુજને કહો,
જેણે હોય દ્વૈતનો અંત ॥ ૯૫ ॥
કોણુ વેદ શિવ તણો કહો,
સિદ્ધાંત તપધ્યાન ।
હોમ કર્મ કહો તમતણું,
નિશ્ચય કરી ભગવાન ॥ ૯૬ ॥
યથાર્થ જેવું હોય,
તેવું કહો ભગવાન ।
જ્ઞાનધ્યાન વિચક્ષણ કહો,
જેણે ટળે અભિમાન ॥ ૯૭ ॥

श्री शिव उवाच ॥ चोपाइ ॥

દેવી પ્રત્યે શિવ ભણે સત્ય,
ધન્ય ધન્ય તે તારી મત્ય ।
પ્રશ્ન અપૂર્વ પુછું તે સાર,
જે જાણે ટળે અહંકાર ॥ ૯૮ ॥

બ્રહ્મ સ્વરૂપ પ્રાપ્તિ તેણે હોય,
પરમ પ્રશ્ન પુછું તમે સોય ।
યથાર્થ જે હું લહું,
સાંભળ તે હું પ્રગટ કરી કહું ।૯૯।
વિદત્રને તે હોય વેદ,
ક્રિયા બહુ જ્યાં વિધિનિષેધે ।
વેદ તે જે ટાળો નય ટળે,
અસ્થિર તે સંગે નવ મળે ॥૩૦૦॥
દેવી વેદ તેહનું નામ,
તેનો કોઇ ન જાણે ઠામ ।
વેદ નામ તે શંકરે કહ્યું,
સ્વસ્વરૂપ વિષે મન રહ્યું ॥ ૧ ॥

હું તું ભ્રમ જ્યાં કર્મ નહિ કાળ,
　　દેવી વેદ તે નિરસંગ નિરાળ।
પરમ ગોષમાં સદા અવિથાન,
　　વેદ તે જિહાં તિહાં રહે સ્થિર મન ર
બ્રહ્મવિદ્યા ધરે જે કોઇ,
　　વિપ્ર પંડિત વેદવાદી સોય।
બ્રહ્મવિદ્ય ધરી ત્યારે જાણુ,
　　જ્યારે હોય અવિદ્યા હાણુ ॥ ૩ ॥
જિતેન્દ્રિયસમદર્શી જેહ,
　　બ્રહ્મવિદ્યાનુ ભજન તેહ।
પ્રાણીમાત્ર ઉપરે સંપ્રીત,
　　વિદ્યા બ્રહ્મની એવીરીત, ॥ ૪ ॥
ક્ષીર સાગર સહસ્રપુરાણુ,
　　મુખાગ્રે વિદ્યા કરે વખાણુ।
તત્વસાર યોગીન્દ્રિય લહુ
　　તઠ શેષ તે વિપ્રે લહુ ॥ ૫ ॥
બ્રહ્મજ્ઞાને ચિત્તસ્થિર હોય,

વિદ્યા વણિકૂ તણી પેરે જોય।
વેદવિદ્યા દેવી તુજ કહી,
શ્રદ્ધા રાખ હૃદામાં સહિ ॥ ૬ ॥
ચાદ વિદ્યા સંખ્યા કહી જેહ,
દેવી મન સંખ્યા નહિ તેહે।
સંખ્યા તેજે જ્યા જાપ ન હોય
મન લય પામે સંખ્યા સોય ॥ ૭ ॥
સંખ્યા જેની નહિ આધ,
સંખ્યા તેજે નહિ ઉપાધ।
સેહેજ શૂન્ય અનહદ ધૂન્ય,
તે સંખ્યા જાણે મહા મુન્ય ॥ ૮ ॥
નિરાકાર નિરાલંબ જેહ,
સંખ્યા સકલ પથોપર જેહ।
પરિબ્રહ્મ સ્વરૂપ જે સહી,
તે સંખ્યા મહાપુરૂષે કહી ॥ ૯ ॥
સેહજ શૂન્યદેવી અકલ અખંડ,
તે સંખ્યા વર્જિત બ્રહ્માંડ।

પરમ જ્યોતિ ત્યાં સદા પ્રકાશ,
તે સંધ્યામાહી કરી લે વાસ ॥ ૧૦ ॥
ઉત્કૃષ્ટ શિત જ્યાં વરનને પંચ,
તત્વ ગુણુતણો નહિ સંચ ।
કર્મકાળની જ્યાં ગમ નહિ
તે વિષમ સંધ્યા મહાદેવે કહી ॥ ૧૧ ॥
ત્રણે કાળ જ્યારે રહે સમાય,
તે માહાકાલસંધ્યા શિવ તે ગાય ।
તેનું સ્વરૂપ કહે નહિ કોય,
અનહદ સંધ્યા દેવી તે સોય ॥ ૧૨ ॥
પરાત્પરે કહીયે અક્ષર જેહ
અક્ષરનું કારણુ તેહ ।
દર્શન કરો દેવી તે તણું
સ્વરૂપ તેનું સોહામણું ॥ ૧૩ ॥
વ્યાપક રૂપ સકલ નિરધાર,
તેજપુંજ માહાઝાત્કાર ।
અનિર્વચનીય કહીયે તેહ,

બાર જ્યાં ભીતર સઘળે જેહ ॥ ૧૪ ॥

ચપલ ચંચલ દેવી તું જોય,
    રાખી તેને ન શકે કોય।
મહા કાંતિ દેવી તે તણી,
    મહામુદ્ર જેમ સ્ફાટિકની પાંસે મણિ ૧૫
દિવસ રાત્રિ તેને ન હોય,
    ત્યાં સૂર્યચન્દ્ર લયપામે સોય।
વિષમ સંધ્યામાં જીવે સ્વર રહે,
    પ્રગટ પ્રકાશ કોયે નવ લહે ॥ ૧૬ ॥
જ્યાં પ્રકૃતિ પુરૂષ નાદબિંદુ સમાયે,
    વિષમ સંધ્યા શાંકરી ગાયે।
સ્થૂલ સૂક્ષ્મ વરણુ ગુણુ નહિ
    તે મારે લક્ષ સદાયે સહી ॥ ૧૭ ॥
ઉર્ધ્વરેતા હોય જેહ,
    પ્રગટ પ્રકાશ દેખે તેહ।
મનસું ન હોય જાણે તે દેવ,
    વિષમ સંધ્યાનો જે લહે ભેદ ॥ ૧૮ ॥

કરે કીરતં નવ્ય ગ્રહે વાચે,
ગુરૂદષ્ટે દરશન થાય ।
કહે શિવ કહેવી કહ્યાં ન જાય,
જેમ ગુગો શાંકરીઓ ખાય ॥ ૧૯ ॥

કહેવા સરખી વસ્તુ તે નથી,
એ સિદ્ધાંત વાણી શંકરે કથી ।
વસ્તુ ભોગનું એ પ્રમાણ,
કહે શિવ જાણી થાય અજાણ ॥ ૨૦ ॥

તેની ગમ તણી પેર સ્થિર થઈ રહે,
મન ગણ્યાની ખબર નવ લહે ।
વસ્તુ ભાગતાંરે લે લીન સહી,
જ્યારે ઉપજણ સઘળી કહી ॥ ૨૧ ॥

કથણી બદણી કરશે સહુ,
કહે શિવ દેવી માણે સહુ ।
વસ્તુ ભોગ હશે તેહને,
મૃત્યુ ક્વત મન હોય જેહને ॥ ૨૨ ॥
મન ઇંદ્રિય સદા જેહનું ઠામ,

ઉદ્ધરે તો તે તેહનું નામ ।
જેને અંતઃકરણ અવિદ્યા નહી,
તે રાગદ્વેષ ન પામે કહી ॥ ૨૩ ॥
શુભાશુભરહિત ક્રોધ કામ,
અંતઃકરણ વિષે રહે રામ ।
વિષમ સન્ધ્યા વિષ થઇ રહે,
ઉર્ધ્વરેતા શિવ તેને કહે ॥ ૨૪ ॥
સંધ્યાનો કહો તુજ મર્મ,
સાંભળ સાધન કહું નિષ્કર્મ ।
અન્ય ધ્યાન તે ધ્યાન નવ હોય;
શૂન્ય ગતિ મન ધ્યાન તે સોય ॥ ૨૫ ॥
જે શૂન્યમાં લય પામી રહે,
જીવનમુક્ત સદા શિવ કહે ।
ભાવ રહિત સકલ વાંછના,
જીવનમુક્તને શૂન્ય ઉપાસના ॥ ૨૬ ॥
હવે હોમ કહું સુણ સાર,
જેણે હોમે હોય ભવપાર ।

સમિદ્ધ હોમ તે હોમ નહિ,
તે નિરંતર મમ હંસા થઇ ॥ ૨૭ ॥
સકલ ચરાચર બ્રહ્મ ભાસીયો,
આત્મલાભ તે ત્યારે થયો ।
ગુરૂ દક્ષિણા દેવા કોય નથી,
સત્ય સત્યવાણી કહે કથી ॥ ૨૮ ॥
બ્રહ્મ અગ્નિમાંહે હોમે જીવ જેહ,
શ્રેષ્ઠ હોમ શંકર કહે તેહ ।
નિરદ્બુદ્ધ અગ્નિ શૂન્યવિષે જોયે,
શિવભણે બ્રહ્મઅગ્નિ સોય ॥ ૨૯ ॥
અહં ટાળી મન શૂન્ય સમાય,
મહાહોમ મહાદેવ તે ગાય ।
બ્રહ્મવિદ્યા વિપ્રહોમ એમકરે,
કહે શિવ તે ત્યારે નિસ્તરે ॥ ૩૦ ॥
ધર્મતણો દેવી સુણુ મર્મ,
જેણે ધર્મે ભાંજે ભર્મ ।
યજ્ઞાદિક ધર્મ ભણીજે તેહ,

ધર્મ ન હોય દેવી કર્મજ જેહ ॥૩૧॥

અધ્યાતમ ભાષણુતા ધર્મ,
કહે શિવ અન્ય સકલ તે કર્મ ।
અન્ય ધર્મ તેહિંસા જાણુ,
ઇચ્છેલાને હોયે હાણુ ॥ ૩૨ ॥
શોભા અર્થક બહુ કર્મ,
તે અધ્યાતમનો ન લહે મર્મ ।
જિતેન્દ્રિય સમદર્શી જે જન,
અધ્યાતમના એવા ચેન ॥ ૩૩ ॥
બ્રહ્મભાવે જેને હૃદયે,
અધ્યાતમ શિવ તેને વદે ।
મનસા વાચા કર્મણા હરી,
અધ્યાતમ વિદ્યા એ ખરી ॥ ૩૪ ॥
ભક્તિ મુક્તિ અભય તેહને,
અધ્યાતમ વિદ્યા જેહને ।
અધ્યાતમ પુરૂ નથી ધર્મ,
કહે શિવ નિશ્ચય તે કર્મ ॥ ૩૫ ॥

કુલતણી કહું સુણ કથા,
સંક્ષેપે શિવ બોલ્યા યથા।
અજ્ઞાનાદિક કુલ તે નહી,
જ્યાં બ્રહ્મોચ્ચાર વર્ત્તે તે સહી ॥ ૩૬॥
તે અષ્ટચારી કુલવાન,
કામક્રોધ રહિત અભિમાન।
જેને હૃદયે વસે ભગવાન્,
સદા નિરંતર ઇષ્ટિસમાન ॥ ૩૭ ॥
શ્રીરતવંત પંડિત જેહ;
કહે શિવ બ્રહ્મ તે જાણે તેહ।
વિષય અહંકાર રહિત દ્વેષ ને રાગ,
માયા મમતા મોહ ત્યાગ ॥ ૩૮ ॥
બ્રહ્મજ્ઞાન તત્વ જે લહે,
નિર્મૂલ કુલ મહાદેવ તે કહે।
સર્વથી નિર્મળ કુલ તેહ,
બ્રહ્મજ્ઞાન સદા ધરે જેહ ॥ ૩૯ ॥
વેદવિદ્યા સદા કહું ધ્યાન,

હોમ કર્મ કુલનું કહું માન।
એ શ્રેષ્ઠ પક્ષ સિદ્ધાંત કહું,
દેવિ મહાપુરૂષ તે લહુ ॥ ૪૦ ॥

॥ श्री देवी उवाच ॥ पुरव छायोः ॥

ઉમયા સ્તવે મહાદેવને,
જે જગદ્દગુરૂ જગદીશ।
બ્રહ્મજ્ઞાન લક્ષણ કહો,
કૃપા કરી કહો ઇશ ॥ ૪૧ ॥

જે જ્ઞાન તમે કહ્યું,
તે શમક ન લહુ સાર
હવે તત્ત્વ મુજને કહો,
કૃપા કરી નિરધાર । ૪૨ ॥

બ્રહ્મજ્ઞાન શંકર કહો,
પ્રગટ કરી સ્વયમેવ
મન લયલીન જેણે હોય
કહો શિવ મુજને ભેદ ॥ ૪૩ ॥

**श्री शिव उवाच ॥ चोपाइ ॥**

દેવી પ્રત્યે મહાદેવ કહે,
    સ્વસ્થ ચિત્તવિણ તત્વ ન લહે
સ્થિર થઇ દેવી સુણ વાત,
    વળી બ્રહ્મજ્ઞાન કહું સાક્ષાત્ ॥ ૪૪ ॥

દેવી એ મન જ્યાં જાએ,
    શિવ ભાવ જો સઘળે થાય
વસ્તુવિચાર જેને હૃદયે હોય,
    બ્રહ્મજ્ઞાન તે કહીયે સોય ॥ ૪૫ ॥

સ્વપ્ન વિના નિન્દ્રા જેવી હોય,
    બ્રહ્મજ્ઞાન દેવી જાણે સોય
જેની સ્વપ્ને હિ એકાકી સંત
    બ્રહ્મજ્ઞાન તે સિદ્ધાંત ॥ ૪૬ ॥

ચિંતા નિદ્રાવર્ત્તી જેહ,
    બ્રહ્મજ્ઞાન ઉચિત ધરે તેહ
સ્વપ્ન નિદ્રાનુ લીયે વર્ત્તમાન.

અનુદ્વેગી સદા જેનું નામ ॥ ૪૭ ॥

બાલ સ્વભાવે વિચરે જેહ,
બ્રહ્મજ્ઞાન શ્રેષ્ઠ દેવી તેહ
જેને શત્રુમિત્ર શુભાશુભ નહી,
બ્રહ્મજ્ઞાન દેવી તે સહી ॥ ૪૮ ॥

જે બ્રહ્મજ્ઞાન સદા અભ્યાસે.
તેને રાગદ્વેષ કેમે ન વસે
દ્વિજ તથા ચંડાલ જે હોય,
બ્રહ્મજ્ઞાન કહીયે તે સોય ॥ ૪૯ ॥

વ્યોમમાર્ગે પંખી જાય,
તેને માર્ગ નવ લેપાય
બાલ સ્વભાવે પ્રીછે જેહ,
બ્રહ્મજ્ઞાન ગૂઢ જાણે તેહ ॥ ૫૦ ॥

પંખી વ્યોમમાર્ગે જે રહે,
દેશવિદેશ તેતો નવ લહે
બ્રહ્મજ્ઞાની તે સદા વસ્તુ વિષે રહે.
શુભાશુભ તે સર્વે લહે ॥ ૫૧ ॥

જેમ બાલકને પય પાનસુ કામ,
તે અન્ય વસ્તુનું ન લહે નામ
તેમ બ્રહ્મવિદ્યાને બ્રહ્મસું કામ,
સકલ ભૂત વિષે દૃષ્ટિસમાન ॥ ૫૨ ॥
સર્વ જીવનો સૃષ્ટા જેહ,
જગનાથ ઉચિત ત્યાં તેહ
ચીતા રહિત સાક્ષી રહ્યા જોયે.
ગંગા જેવું ચિત જેનું હોય ॥ ૫૩ ॥
તત્વદર્શી શ્લોક અર્ધો કહે,
તે તત્વ જો હૃદય વિષે રહે
સર્વ ચિન્તા સદા પરહરે,
મહા જોગ મનમાંહે ધરે ૫૪ ॥
ક્ષણ અધ ક્ષણ ધરે સમાધિ,
બ્રહ્મસનાતન બીજું બાધ
અર્ધ ઉર્ધ્વ તે તત્ક્ષણ લહે,
જો મન ઉનમની ધ્યાને મળે ॥ ૫૫ ॥

વિદ્યા શાંકરી મુદ્રા ખેચરી,
શિવ વિદ્યા મુદ્રા જેણે ધરી
ચિંતા રહિત જેનું મન હોય,
શિવ સ્વરૂપ તે કહીયે સોય ॥ ૫૬ ॥

જોગ સમાધિ જેણે દેવી ધરી,
અધ્યાતમ વિદ્યા એ ખરી
નિર્વાણ પદ પામે તેહ,
ચિંતામણિ મન હોય જેહ ॥ ૫૭ ॥

દેવી મન ઇન્દ્રિય જેનું નામ,
તેની રાશિ નિસ્પૃહી નિષ્કામ
અહં મમત્વ શુભાશુભ નહી,
અધ્યાતમ વિદ્યા મધ્ય એ સહી ॥૫૮॥

કેવલજ્ઞાન દેવી તે જાણ,
વળી ગર્ભધ્યાન ત્યાં પ્રમાણ
મહા આનન્દ તેહનું નામ,
ચિન્તારહિત જેનું મન ઠામ ॥ ૫૯ ॥

જોગ જોગી ધ્યાનજ ધરે,
 શિવ શક્તિ સંજોગે કરે
સૂર્ય શશિનો સમાગમ થાય,
 સૂર્ય તે શશિ ઘેર જાય । ૬૦ ।

ત્યારે પરમ સુખ સહેજે હોય,
 ચિંતારહિત મન લહે સોય
સ્વસ્વરૂપ ત્યાં કહીયે તેહ,
 ચિંતારહિત મન હોય જેહ । ૬૧ ।

શોધે માર્ગ તે પામશે સોય,
• સૂક્ષ્મ સાંખ્ય દેવી જે નવ ગાયો
નિશ્ચય ઠામ વર્જિત જેહ,
 મુક્તિ દૂર દેવી નહિ તેહ
સ્વસ્વરૂપ સૃષ્ટિ કરતા જેહ,
 ચિન્તારહિત મન હોય તેહ,
ચિંતામણિ મન હોય જેહનું,
 કહે શિવ સ્મરણ કરૂં તેહનું ૬૩

રાજસ તેજ ગંન બહુ કરે,
વ્રત સકલ નાના આચરે
બ્રહ્મજ્ઞાની કળા ષોડશી,
અશ્વમેઘ સહસ્રાનીવશી ॥ ૬૪ ॥
સર્વદાન તણાં ફલ જેહ,
બ્રહ્મજ્ઞાન પૂરણુ તેહ
બ્રહ્મજ્ઞાને મહાપુન્ય જ હોય.
કલા ષોડશી તેને આવે સોય
માત તાત શત્રુ મિત્ર જેહ,
વિદ્યાવેદ તપ તીર્થ તેહ
શ્રીગુરૂ ત્યુલન આવે કોય,
જેને દર્શને પરમ પદ હોય ૬૬
શૂન્ય અક્ષર શિવને ગુરૂએ કહ્યો,
કહે શિવ આત્મલાભ ત્યારે થયો
ગુરૂ દક્ષિણા દેવા કાંઇ નથી,
સત્ય સત્ય વાણી એમ શિવે કથી ૬૭

સકલ રૂણ ગુરૂ છોડાવે સહી,
ગુરૂ રૂણ છુટવા ઉપાયે નહિ
શ્રી ગુરૂના શાં કરૂં વખાણ
જે સદા પમાડે પદ નિર્વાણ ॥ ૬૮ ॥
હું શ્રી ગુરૂનું ધરૂં ધ્યાન,
જેણે આપ્યું મુજ બ્રહ્મજ્ઞાન
શ્રી ગુરૂ સ્મરણ મુને નવ વિસરે,
જય જય શ્રીગુરૂ હર ઓચરે ૬૯
શિવ ભણે મહાવાચક વેદ,
જંત્ર તંત્ર ન કહેવાય ગુરૂ ભેદ
બ્રહ્મજ્ઞાન જોગ કોઇ નથી,
એ સિદ્ધાંતવાણી શંકરે કથી ૭૦
સાધુભક્ત સેવક હરિદાસ,
દેવી તહાં કરવો પ્રકાશ
અન્ય આચાર જેહને હોય,
તેહને તત્વ ન કહેવું સોય ૭૧
બહુ આશા કરે જન જેહ,
તત્વજ્ઞાન જોગ નહિ તેહ

અલ્પબુદ્ધિ મિથ્યા અલાપ,
તેને ન કહેવો બ્રહ્મજાપ ૭૨
અજ્ઞે મધ્યે જ્ઞાન નવ ઠરે,
દીન આગળ રખે ઓચરે
સ્ત્ર સંગીને ન કહેવું જ્ઞાન,
તજવાં ષટ્ એ કહે શિવ ભગવાન્ ૭૩
પૂજા મંત્ર હોમ તપધ્યાન,
જાપ બલી ક્રિયા અભિમાન
ખરી ષટ્ વર્ગ તેહને હોય,
દેવી દૂર વર્જવાં સોય ૭૪
જિતેન્દ્રિય સિદ્ધ જોગી જેહ,
નિદ્રાહીન સ્થિર આસન તેહ
તેહને કહેવું બ્રહ્મજ્ઞાન,
મમ મિત્રી કહે શિવભગવાન ૭૫
જેમ કાષ્ઠભાર અસંખ્ય હોય,
તે ક્ષણ માંહે પાવક દહે સોય
તેમ બ્રહ્મજ્ઞાની શુભાશુભ દહે,
દેવી પ્રત્યે શંકર કહે ૭૬

અજ્ઞાને અંધ કીધા જેહ,
    જ્ઞાનભાવે બાળે સર્વ તેહ
જ્ઞાન્ભાવે પાતિક જે કરે,
    દેવી તેતો નવ ઉતરે ૭૭
વેદ વિદ્યા સર્વ શાસ્ત્ર પુરાણું
    તેનાં નાવશકે કઇ પ્રમાણુ
સમીપ વસ્તુ દૂર જે કહે,
    સિદ્ધાંત વસ્તુ નવ લહે ૭૮
સમીપ વસ્તુ ત્યારે તે તો લેવાય,
    જ્યારે મનનો સંશય જાય
વસ્તુ વિચાર હૃદયમાં ધરે,
    મન યત્ર તત્ર જાતું સ્થિર કરે ૭૯
જ્યારે મન શૂન્યમાં રહે,
    ત્યારે જોગી તત્વ તે લહે
ચિતકાલ ના ઉપજે નહી,
    શૂન્યમન જોગી તે સહી ૮૦
જેહને પંચ ઇન્દ્રિય પીડા, નવ કરે.
    તે જીવનમુક્ત થકો વિચરે

સકલ ભૂત વિષે દૃષ્ટિ સમાન,
તે જીવનમુકત થકો વહે શિવ ભગવાન ૮૧
સર્વવસ્તુ વિષે આસકત નહી,
સર્વ ચિંતા વરજીત તે સહી
તે મૃતક તણી પેરે વર્ત્તી જેહ,
જીવનમુકતા કહીયે તેહ ૮૨
નાદ બિંદે ન પામે મોહ,
અંતર ચિતના અહંકાર ખોએ
દુષ્કર પદારથ જેને નહી,
અઘોષ તે સૃષ્ટિ સહી ૮૩
જાગૃત જોગ સુજો મન મલે,
તારે મરણ તણો ભય ટલે,
ત્યારે જાગૃત નિદ્રા સ્વપ્ન જ હોય,
ત્યાં લગે વાયુ દેહિમાં સ્થિર ન હોય ૮૪
મુદ્રા આસનમાં મન સ્થિર નોય,
ત્યાં લગે મૃત્યુ તે પામે સોય ।
જ્યાં લગે સ્ત્રી સુત સંગે રમે,
ત્યાં લગે દુઃખ એકે ન શમે,

જ્યાં લગે મન ચંચલતા હોય,
આલસ નિદ્રા વિષે દેહ સોય,
ત્યાં લગે મન વશ ન થાય,
જ્યાં લગે ચિત ફેરા ખાય ॥ ૮૬ ॥
સિદ્ધ સંત જોગી અનુભવી જેહ,
યતિ મુનિ કવિ પંડિત જેહ॥
દેવી મન વશ જેહનું,
મહા મોક્ષ નામ તેહનું ॥ ૮૭ ॥
ગામ અરણ્ય સેહજે જે સરખું સહી,
પવિત્ર અપવિત્ર જેને નહી,
અવસ્તા અસ્ત પ્રમાણ,
બ્રહ્મચારી સદા શુચિ જાણ ॥ ૮૮ ॥
જિતાત્મા ઉર્ધ્વરેતા જેહ,
શુદ્ધભાવ જિતેન્દ્રિય તેહ।
તે તે હું ને તું તે તેહ,
સત્ય સત્ય શિવ ભાખે જેહ ॥૮૯॥
જે ઉત્તમ મધ્યમ સ્તુતિ નિન્દા નવ કરે,
તે ગુણ દ્વેષ હૈયે નવ ધરે

જીવન મુકતા જોગી તેહ,
જીવાત્મા ઉર્ધ્વરેતા તેહ ॥ ૯૦ ॥
બહુ આહારે કામ રોગમૃત,
અલ્પ આહાર તે સદા અમૃત ।
જતન કરી શિવ સર્વસા કહે,
દેવી સ્વલ્પ આહાર કરી રહે ॥ ૯૧ ॥
ભિક્ષા આહાર તે નિરાહાર સહી,
ભીક્ષા તે પ્રતિગ્રહે નહિ ।
યત્ર તત્ર જેવી તેવી ગ્રહી,
તે સોમ પાન તુલ્ય મહાદેવે કહી ॥૯૨॥
તત્વજ્ઞાની તણા સર્વ શાસ્ત્ર,
નિસ્પૃહી ને જગત્ તૃણમાત્ર ।
વિરકતને સર્વ તણુવત નાસ,
જીવ સર્વ તણો સુરેશ સાર ॥૯૩॥

બ્રહ્મજ્ઞાન અમૃત મહાસાર,
તે જોગી પીયે મન ધરી ઉલ્લાસ ।
બ્રહ્મરસ પિતા તૃપ્ત જે થાય,
હું તું ભાવ સર્વ તેનો જાય ॥૯૪॥

અન્ય ભાવ તેને નવ હોય,
ચરાચર ચૈતન્ય જે જોયે ।
બ્રહ્માદિક ઈન્દ્રાદિક જેહ,
રાજા કીટ સર્વ સમતુલ તેહ ॥ ॥૯૫॥
ચિત્ત લવલીન ચૈતન્યેમાં થયું,
તે મુક્તપદ મહાદેવે કહ્યું ।
દેવી જન્મ મરણ ત્યાં તેહને,
ચિત્ત ચંચળતા પામે જેહને ॥૯૬॥
જતન કરી સર્વથા શિવ કહે,
ચિત્ત લવલીન હોય જેને ગ્રહે ।
ચિત્ત લીન ત્યારે હોય,
જ્યારે બ્રહ્મ સકલમાં જોયે ॥ ૯૭ ॥
ચિત્ત ચપલ તો વનમાં લોક,
ચિત્ત ચપલ ત્યારે બહુ શોક ।
ચિત્ત સ્થિર તો ગૃહમાહી વન,
ચિત્ત સ્થિર તો સદા સ્વપન ॥૯૮॥
દેહી અભિમાન દેવી જો ગળે,
પૂરણ બ્રહ્મ તે ત્યારે મળે ।

તેને યત્ર તત્ર સુખ સમાધિ,
જેનું ગળ્યું અભિમાન ટળી ઉપાધિ ॥૯૯॥
દેહી અભિમાન ટળે તે જ્ઞાન,
તે પરમાત્મા શિવ ભગવાન્ ।
જ્યાં જ્યાં મન જાયે તે સહી,
ભિન્ન ભાવન પામે કહી ॥૪૦૦॥
ચરાચર બ્રહ્મ જે જોયે,
સેહેજ સમાધિ શિવ કહે સોયે ।
યત્ર તત્ર સંત રહે જાયે,
યત્ર તત્ર શિવ સમાધિ તે ગાય ।.૧॥
યત્ર તત્ર સંત શિવ તે જોયે,
તત્ત્વદર્શીનું લક્ષણ સોય ।
તત્ત્વદર્શીને તત્ત્વસુ કાજ ।
એમ દેવી પ્રત્યે કહે મહારાજ ॥૨॥
સંત તણું સુખ તે સંતજ લહે,
જે સદા નિરંતર ઉનમુની રહે ।
સ્વાંત ચિત્તનું એ સુખ કહ્યું,
કહે શિવદેવી હું નવલહું ।।૩॥

વળી બ્રહ્મા ઇંદ્રાદિક દેવ,
તે એ સુખનો નવ લહે ભેદ ।
ચક્રવર્ત્તિ રાજા જેહ,
સ્વપ્નાન્તરે નવ જાણે તેહ ॥ ૪ ॥

લક્ષ્મીવાન્ તપવાન્ વિદ્યાવાન્,
તેને વર્ણાશ્રમ દર્શનનુ જ્ઞાન
સંતતણું સુખ નવ લહે,
સત્ય સત્ય મહાદેવતે કહે ॥ ૫ ॥

ચિંતા નિદ્રાવર્જીત જેહ,
સ્થિર આસન જોગી તેહ.
ક્ષણમાં સતી સિદ્ધ તે હોય
જીવનમુક્ત પદ પામે સોય ॥ ૬ ॥

તુરીયા પદ પામે જેહ,
બ્રહ્મજોગ જાણે તેહ
બ્રહ્મજોગી વાણુશંકર કહે,
નિર્વાણ પદ તો કોયે નવ લહે ॥૭॥

॥ श्री देवी उवाच ॥ पूरवछायो ॥

દેવી સ્તવે મહાદેવને,
    જય મહામંગલ ભગવાન્
નિર્વાણ પદ તે પામવા,
    કહો બ્રહ્મજોગી નિરધાર ॥ ૮ ॥

**श्री शिव उवाच ॥ चोपाइ ॥**

શિવભણે દેવી સુણ મર્મ,
    પ્રથમ બ્રહ્મ જોગી નિશકર્મ
તેહ તણું લક્ષણ કહું સાર,
    જે ગ્રહે ત્યાં હોય ભવપાર ॥ ૯ ॥
પરમગુરૂની કીજે સેવ,
    જેનું નામ નિરંજન દેવ
સકલ ભૂત વિષે દ્દષ્ટિ સમાન,
    સદા નિરન્તર આતમ ધ્યાન ॥ ૧૦ ॥
અધિક ન્યૂન કેહેને નવ કરે,
    આત્મભાલ નિરન્તર ધરે
દેહ દેહીના જાણે મર્મ,
    બ્રહ્મયોગી નિર્ગુણ નિષ્કર્મ ॥ ૧૦ ॥

પ્રકૃતિ સાથે ન કરે સ્નેહ,
વસ્તુ વિચાર વિચારે જેહ
હાય ઉપાધિ નાના નવ કરે,
બ્રહ્મજોગી તેને આચરે
રાગદ્વેષ રહિત અભિમાન,
અખંડ વસ્તુનું ધરે ધ્યાન
અર્ધ ઉર્ધ્વ મધ્યે હરી તે લેહ,
બ્રહ્મયોગી શિવ તેને કહે ॥ ૧૩ ॥
નાદબીંદનો ન કરે સહવાસ,
વિષમસંધ્યા કરી લે વાસ
મલરહિત આસન સ્થિર કરે,
સુનય લક્ષ નિરંતર ધરે ॥ ૧૪ ॥
સ્થિર આસન કરવું દેવી એહ,
ચિત્તચંચળતા પામે નહિ જેહ
વિષય પ્રપંચ પ્રવૃત્તિધર તજો,
નિવૃત અર્ણુવ માંહે હરિ ભજો ॥૧૫॥
અનાશ્રત્યતે સ્થલ પ્રમાણ,
તહાં નહિ દ્વૈત મોહને હાણું
તીરથ સકલ જ્ઞાનનિજ સાર,

મંત્ર સકલ મુખરામ વિહાર ॥ ૧૬ ॥
તપ જે ક્ષમા મન ગ્રહે સહી,
મુનિ તેજે અન્ય ભાષણ નહી
દંમ તેજે દમવું મન,
દાન તેજે દૃષ્ટિસમાન ॥ ૧૭ ॥
સમ તેજે વિષમના ટળી
ચિદ બ્રહ્મવિદ્યા માંહે ભળી
એમ જેને મન ઇંદ્રિય ઠામ,
પ્રેમ તેજે લેવું હરિ નામ ॥ ૧૮ ।
જ્ઞાંન તેજે મન મોહ ખોય,
ધ્યાન તેજે એક આત્મા જોય
જાપ તેજે અજપા જાપ,
દેવ તેજે નિરંજન વ્યાપ ॥ ૧૯ ॥
વૈરાગ્ય તેજે દેહ નવ સ્ફુરે,
સંત તેજે જીવતા મરે
પૂજા તેજે નેમ વિશ્વાસ,
ભક્ત તેજે દાસનો દાસ ॥ ૨૦ ॥
માયા તૃષ્ણા ને કલ્પના,
સ્ત્રી તજવી આશા જલ્પના

ચિંતા અલ્પ જ ગ્રહે,
　　નિસ્પૃહી એકાકી શિવ કહે ॥ ૨૧ ॥
નિદ્રા તજવી તે ત્યાં એહ,
　　અજ્ઞાન વાસના ટાળવી તેહ
ચિંતા તજવી તે ત્યાં જાણ;
　　કલ્પવું નહિ લાભ ને હાણ ॥ ૨૨ ॥
ભગવાં તેજે નવધા ભક્તિ ગ્રહે,
　　જટા તેજે જગતમાં રહે,
ભસ્મ તેજે શુભમન ધરે
　　દંડી તેજે દમ પરહરે ॥ ૨૩ ॥
ઝોલી તેજે પ્રેમ હરિ જ્ઞાન
　　તુંબી પાત્ર સંતોષ સ્વસ્થાન
આહાર લક્ષનુભવ અચિંત,
　　જીવનમુક્તની એવી રીત ॥ ૨૪ ॥
કમંડલ તેજે બ્રહ્મરસ પાન,
　　વેલા ચતુર બ્રહ્મજ્ઞાન વિજ્ઞાન
પુસ્તક તેજે સાત ભાષણ સહી
　　સીગીધુન અનાહદ કહી ॥ ૨૫ ॥

કથા તેજે શુદ્ધ વૈરાગ્ય
    કોપીન તેજે સંગનો ત્યાગ
વિવેક વિચાર કાને મુદ્રા બહુધરે
    મુક્તસંગ એકાકી ફરે ॥ ૨૬ ॥
વજ્ર કાય તે સ્થિર મન જાણ,
    રોધે નિત્ય વાંસાના પ્રમાણ
ઉડાણીજ ગોટા જેહ,
    સંજમ દયા ધરવી તેહ ॥ ૨૭ ॥
સુવિચારી શંકર વિદ્યા ગ્રહે,
    ખેચરીએ સ્થિર થઇ રહે
સહેજે શૂન્યમાં રહે સમાય,
    બ્રહ્મજોગી શંકર તે ગાય ૨૮ ॥
અગમ્ય અગોચર ફેરી ફરે,
    ભમર ગુફામાં જઇને ઠરે
ઉનમની માં સ્થાનક મુકામ,
    જ્યાં સિદ્ધ સકળ પામે વિશ્રામ ॥૨૯॥
બ્રહ્મજોગી દેવી અગમ અપાર,
    સંક્ષેપે તુજ કહ્યો વિચાર
કહે શિવ બ્રહ્મ જોગ ધરે જેહ

પદનિર્વાણ પામે તેહ ॥ ૩૦ ॥
જાગ્રત પક્ષ એહ જાણ,
શ્વાસોશ્વાસ કરે જે પ્રાણ
પ્રાણ હંસને નિદ્રા નહી,
જાગ્રત દશા દેવીએ કહી ॥ ૩૧ ॥
સકલકર્મ તેણે કરી થાય,
પ્રાણ હંસને શંકર ગાય
સ્વપ્નદશાનું એહ સ્વરૂપ,
દશ ઇંદ્રિય કેરો તે ભૂપ ॥ ૩૨ ॥
કલ્પે જલ્પે દો દશા ધાયે,
વળીવળી આવે વળીવળી જાય
મનનાંમ કહેતા જેહ,
અતિચપલત્તા સદા છે તેહ ॥ ૩૩ ॥
સંકલ્પ વિકલ્પ મનોરથ કરે,
ઠામ ઠામ જે ધાતુ ફરે
પ્રત્યક્ષ સ્વપ્ન દેવી એ મન,
પ્રગટ એના વર્તે ચેન ॥ ૩૪ ॥
હર્ષ શોક મોહ પામે જેહ,
સ્વપ્નદશા શંકર કહે તેહ

નિદ્રા દશા દેવીયે જાણ,
　　જડદેહ પ્રત્યક્ષ પ્રમાણ ॥ ૩૫ ॥
પંચતત્ત્વતણે જે દેહ.
　　જડ શૂન્ય કહીયે તેહ
ભાવાભાવ જેહને નહી,
　　ગેહે ન સ્વરૂપ તે જાણે સહી ॥ ૩૬ ॥
જાગૃત સ્વપ્ન નિદ્રા કહીયે જેહ,
　　તુરીયાગાદી સુહાવે કહુ તેહ
જે સ્વપ્રકાશ અનાહદ ધુન,
　　ત્યાં લવલીન રહાં મહા મુન્ય ॥૩૭॥
અખંડનાદ અનહદ હોય,
　　તેને જાણે વીરલો કોય
સપ્તપાતાલ બ્રહ્માંડ એકવીસ,
　　ધુન સકલ માત્ર કહે જગદીશ ॥ ૩૮॥
સૂક્ષ્મ સ્વરૂપ દેવી તે તણુ,
　　શ્રીગુરૂ દૃષ્ટે નિરંતર ભણું
તુરીયાતીત શબ્દ નિર્વાણ,
　　શ્રીગુરૂ દૃષ્ટે પ્રગટ પ્રમાણ ॥ ૩૯ ॥
પરાત્પરે કહીયે જેહ,

સેહેજ શૂન્ય પુરીરીયો તેહ
વિષમ સંધ્યામાં કરીલે વાસ,
પરમ જ્યોત જ્યાં સદા પ્રકાશ ।૪૦।
તેજ પુંજ દેવી તું જોય;
નિરાલંબ નિરંજન સોય
કહે શિવ ઉમીયા કહી નવ જાય,
નેતી નેતી નિગમ તે ગાય ॥ ૪૧ ॥
અનિર્વચનીય કહીયે જેહ,
બાર જ્યાં ભીતરવ્યાપક જેહ
દેવી તેહને જાણે નહિ કોય,
બાહિર ભીતર સંધ લે સોય ॥ ૪૨ ॥
કહે શિવદેવી નિશ્ચય જાણુ,
ગુરૂ દષ્ટે પ્રગટ પ્રમાણુ
સ્વસ્વરૂપ સહેજાનંદ જેહ,
પરમ પ્રકાશ પ્રગટીયો તેહ ॥૪ ૩ ॥

॥ श्री देवी उवाच ॥ पूरवछायो ॥

દેવી કહે સુણો મહાદેવ,
શમસ્યાએ કહ્યાં તમે ભેદ
તમ સરખા સિદ્ધ નહિ કોય,

સમશાયે ન પ્રીછૂ સોય ॥ ૪૪ ॥
મુજ સ્વામી નથી એ જ્ઞાન
જે સમસાયે પુછું ભગવાન
પ્રગટ કરી કહો મહામતિ,
સમશાયે હું પ્રીછતી નથી ॥ ૪૫ ॥

## श्री शिव उवाच ॥ चोपाइ ॥

શિવ ભાણે દેવી સુણ એહ,
પ્રગટ લક્ષણ કહું તુજ તેહ
ચરાચર વ્યાપક જે રહો,
ચેતન બ્રહ્મ શોહંગ હંસ કહો ।૪૬।
પ્રત્યક્ષ પરખો દેવી તેહ,
પિંડ બ્રહ્માંડ ધરીયો જેહ
રુપ રંગ તે નહિ આકાર,
ચૈતન્ય બ્રહ્મ તે સોહંકાર ॥ ૪૭ ॥
પિંડ બ્રહ્માંડમાં સોહમ રહે,
સકલ કારણ શિવ સોહં કહે
સોહં-કાર એમ શંકર વદે,
દેવી તત્ત્વં તે રાખે હૃદયે ॥૪૯॥
સોહં હંસ જિહાં ગત હોય,

સ્વસ્થ થઇને તું તે જોય
સહેજ શૂન્યમાં મીટજ ધરે,
મેષાંન મેષ દેવી પર હરે ॥ ૪૯ ॥
નિર્મલ બુદ્ધે દેવી સ્થિર જોય
બ્રહ્મ દર્શન તારે હોય
પુરણ પ્રકાશ અખંડ અતિઘણો,
મહાવેગ દેવી તે તણો ॥ ૫૦ ॥
જેથી જોનિ હું તું ટળે,
વસ્તુ વસ્તુમાં જઇ ભળે
દ્રવ્ય જલ સ્ફટિક મણિવર્ણ,
શિવ ભણે હું તેને શરણ ॥ ૫૧ ॥
રાજતંત કંનકણી,
તહાં મહામુકત લહે શોભા ઘણી
દુન સીત નહિ દીવસને રાત,
દેવી તિહાં નહી બાત ઉભાત ॥૫૨॥
વ્યોમાતીતને વ્યોમ ભરપૂર,
તિહાં ન ઉગે ચંદ્ર ને સૂર્ય
તે તુરીયાતીત અખંડ અવિનાશ,
પરમ ધામ સદા પ્રકાશ ॥ ૫૩ ॥

સોહં હંસ જાણે સ્થૂલ રહે,
    પાળ વિના સરોવર શિવ તેકહે
જલ વિના જલ સંપૂર્ણ જોય,
    જલકમલ અનંતજ હોય ॥ ૫૪ ॥
શૂન્ય માર્ગે દેવી જે ગયો,
    કહે ત્યાં હાં મધુકર થઇ રહો
અધક્ષણ તે ત્યાંથી અલગો ન થાય,
    મમ મંત્ર શંકર તે ગાય ॥ ૫૫ ॥
સહેજ શૂન્યમાં કરીલે વાસ,
    પરિબ્રહ્મ તિહાં સદા પ્રકાશ
પ્રેમ પ્રકાશ અમૃત તે કરો પાન,
    એવું બોલ્યા શ્રી ભગવાન ॥ ૫૬ ॥
સકલ સંત તેને સંગે રમે,
    તે ઉપરાજણ તેમાં શમે
અખંડ બ્રહ્મ સકલ સ્વરૂપ,
    પરમ જ્યોતિ નિરંજન ભૂપ ॥ ૫૭ ॥
અતિસૂક્ષ્મ સદોદિત વસ્તુ
    દેવી તિહાં નહી ઉદય ને અસ્ત
નિરલંગ જ્યોતિ નિરંજન નીહાળ,

યત્ર તત્ર દેવી તે ભાળ ॥ ૫૮ ॥
બાહિર ભીતર રમતો રામ,
ઠાલો નહી અણુ માત્ર ઠામ
વિશ્વ ચરાચર તેમાં રહ્યું,
સત્ય સત્ય મહાદેવે કહ્યું ॥ ૫૯ ॥
આદ્ય પુરૂષ નિરંજન જેહ,
તેમાં વિશ્વ વિશ્વમાં તેહ
નામ સ્વભાવ કર્મ ગુણ જેહ,
દેવી નિશ્ચય રાખે તેહ ॥ ૬૦ ॥
સકલ રૂપ દેવી તે થયો,
પિંડ બ્રહ્માંડ ભરીને રહ્યો
સકલ ભૂતને તે સંવરે,
લીલા એ તે રૂપ બહુ ધરે ॥ ૬૧ ॥
અનાદિ બ્રહ્મ અજ અવ્યક્ત ઈશ,
તે તો સેવો સદા દેવી જગદીશ
મારે દેવી જ્ઞાન ધ્યાન ત્યાં એહ,
પૂરણ વ્યાપક હરિ છે જેહ ॥ ૬૨ ॥
એ બ્રહ્મજ્ઞાન કહ્યું મહાદેવે સાર,
દેવી તે જાણે હોય ભવપાર

મન કર્મવચન શુદ્ધ કરી,
    શિવ રાખ હૃદયમાં ધરી ॥ ૬૩ ॥
ભવસાગર ઉતારવા પાર,
    બ્રહ્મજ્ઞાન નાવ દૃઢસાર
બ્રહ્મજ્ઞાન રાખો હૃદયે રહી,
    અભય સ્થાનક તો પામો સહી ।૬૪।
બ્રહ્મજ્ઞાન શાસ્ત્ર જે સુણે,
    તે ઉમીયા પ્રત્યે શંકર ભણે
ए परम ज्ञान लहे जे कोइ,
    ते जीव टळी निश्चय शिव होइ ॥ ६५ ॥
એ બ્રહ્મજ્ઞાન ભણે જે કોઈ,
    અભય પરમ પદ પામે સોય
બ્રહ્મજ્ઞાન સુણે એક ચિત્તે,
    તેને નિશ્ચય મળે ભગવંત ॥ ૬૬ ॥
બ્રહ્મજ્ઞાન જે નિત્યે ભણે,
    બ્રહ્મજ્ઞાની તેજે સુણે,
તે સકલકર્મથી મુકાય.
    પરમ પદમાં સમાય ॥ ૬૭ ॥
બ્રહ્મજ્ઞાન હૃદયે જેહને,

આવાગમન નોય તેહને,
જીવનમુક્ત થકો જે રહે,
તેને દરશને અઘ ઓઘ જ દહે ૬૮
બ્રહ્મજ્ઞાનને લહે જે કોય,
વિદેહિ એ કહ્યું તે સોય
બ્રહ્મજ્ઞાન સું જો મન મળે,
તો સંસાર સંકટ બંધન ટળે ॥૬૯॥
સકલ અર્થ તેણે પમાય,
ત્રણે તાપ તેણે શમાય
જેણે જાણ્યુ બ્રહ્મજ્ઞાન,
દેવી તે નિશ્ચે ભગવાન ॥ ૭૦ ॥
સકલ ધર્મ સાધન તેણીવાર,
સકલ દાન દીધા તે નિરધાર
તેણે સકલ શાસ્ત્રનો જાણ્યો મર્મ,
જેનાં હૃદય વિષે પરિબ્રહ્મ ॥ ૭૧ ॥
બ્રહ્મભાવ હોય હૃદયે જેહને,
હર્ષ શોક ન હોય તેહને
વસ્તુ વિચાર માહે જે રહ્યો,
દેવી તે એમ સત્ય થયો ॥ ૭૨ ॥

રાજ ઋદ્ધિ વિદ્યાધન જેહ,
શોભા શ્રી ન વાંછે તેહ
શત્રુ મિત્રની વાંછના કરે,
એક બ્રહ્મભાવ નિરંતર ધરે ॥ ૭૩ ॥
વાંછે જ્ઞાન એકનિજ સાર,
તેના પુન્ય તણો નહિપાર
પરમાર્થ હરિપદ પામીયે,
જન્મ મરણુનો ભય વામીયે ॥ ૭૪ ॥
દ્રવ્યાર્થી કામાર્થી જેહ,
બ્રહ્મજ્ઞાનના અર્ણવ તેહ
વેદ પુરાણુવિષે કર્મ જેહ,
તૃષ્ણુામાંહે નગન થઇ રહે ॥ ૭૫ ॥
કર્મવિષે જે ખુંચી દહ્યા,
મોક્ષમાર્ગ તેણે નચલયો
કર્મ વિષે જેનું રાચ્યું મન,
ક્ષણુક્ષણુમાં તેને જન્મ પતન ॥ ૭૬ ॥
નાનાભાવ જેને મન હોય,
મુક્તિ પદ ન પામે સોય
કર્મ શાસ્ત્રી વિષે જે રમે,

તેનું મન ક્યાંઈ ન શમે ॥ ૭૭ ॥
કર્મ છુટા વણ બ્રહ્મ નવ મળે,
ત્યાં લગે મનની ભ્રાંતિ નવ ટળે
કર્મ છુટે તારે જાણીયે,
ત્યારે મન લેહેમાં આણીયે ॥ ૭૮ ॥
યો પ્રકારે અનુભવ કરે,
દેવી બ્રહ્મજ્ઞાન રસ ત્યારે ઠરે
બ્રહ્મજ્ઞાન સું જો મન મળે,
તો બ્રહ્મ સયલ તેના રે ટળે ॥ ૭૯ ॥
એકાકી એકાકીજ રહે,
આશ્રય પક્ષ કેનો નવ ગ્રહે
સદા નિરંતર રહે ઉદાસ,
ચેતન બ્રહ્મતણી છે જેને આશ ।૮૦।
રાગ દ્વેષ દોષ સર્વે તજે,
મોક્ષ સામીપ્ય સદા તે ભજે
ભક્તિજ્ઞાન વૈરાગ્ય જે ધરે,
મુક્તિ સદા તેની સેવા કરે ॥ ૮૧ ॥
કલ્પવૃક્ષ તે ધન્ય આપે જેમ,
ચિંતામણિ ત્યાં કહિયે તેહ
જેમ કામ ધેનુ તે પૂરે કામ.

તેમ આત્મવિદ્યા મુકિતનો વાંમ ૮૨॥
અધ્યાતમ વિદ્યા શંકરે કહી
ભકિત સદા એ પામે સાહી
અધ્યાતમ વિદ્યા દેવી મન ધરે
અન્યભાવ સઘળો પરહરે ॥ ૮૩ ॥
દેવીએ પ્રશ્ન પુછું જેહ,
શ્રી મહાદેવે ઉત્તર કહ્યો તેહ
જે જાણે સંસાર સર્વ ટળે,
ચિત્ત ચેતનમાં જઇ ભળે ॥ ૮૪ ॥
બ્રહ્મજ્ઞાન કેવળ એ કહું,
શિવપ્રસાદે દેવીયે લહું
જીવભાવ ટાળવા કાજ,
તત્ત્વ પ્રગટ કીધો મહારાજ ॥ ૮૫ ॥
દેવી પ્રત્યે શંકરે કહ્યું જેહ
સાધન સંત અનુભવ્યું તેહ
શિવ નિરંજન ગુરૂરૂપ સોય,
અધ્યાતમ વિદ્યા બ્રહ્મ ગાયે ॥ ૮૬ ॥
પંડિત કોઇ મ દેશો ખોડ,
સ્તવું સર્વ બેહુ કર જોડ
શ્લોક અર્થ કાંઈ સમજું નહિ,
બુધ માને કહી ચોપાઇ સહી ॥ ૮૭ ॥

નિશ્ચ કર્મજોગ અનુભવી નિજસાર,
દેહાર્થે ાન વિચાર
અહંકાર ટાળવા મન સહિ,
એ બ્રહ્મવિદ્યા મહાદેવે કહી ॥ ૮૮ ॥
ભક્તિ જોગ જ્ઞાન વૈરાગ્ય,
કહે શિવ બ્રહ્મ તે ગુરૂ ભાગ
મહાગોપ્ય પ્રગટ કરી કહ્યું,
વળી યોગીન્દ્રે જે જે લહ્યું ॥ ૮૯ ॥
હસ્તામલ ગ્રંથનુ નામ,
બ્રહ્મવિદ્યા નિર્ગુણ નિષ્કામ
નિરંજન પ્રસાદે કરી,
ब्रह्मविद्या ब्रह्मे ओचरी ॥ ९० ॥
કવિશબ્દ બ્રહ્મ કરે પ્રણામ,
શિવનિરંજન શ્રી ગુરૂ સ્વામિ
જે જે સ્વામી જે જગદીશ,
જે જે શંકર સૃષ્ટિપતિ ઈશ ॥૯૧॥
કર્ત્તા હર્ત્તા ધર્ત્તા હરિ,
રહ્યા રામ ચરાચર ભરી
શ્રોતા વક્તા પૃચ્છક રામ,

કવિશબ્દ બ્રહ્મ તુજ માંહે વિશ્રામ ૯૨
અંતરર્યામી તુ અજ ઇશ,
વ્યાપક રૂપ તું શ્રી જગદીશ
બાહાર ભીતર જે રહ્યા હરિ,
રમે રામ બહુ રૂપજ ધરી ॥ ૯૩ ॥
પાંચે ઉંણો પદ પામશે,
એકે મને જો કોઇ અભ્યાસશે
નિરંજન પદ પામશે તેહ,
કવિશબ્દ બ્રહ્મ ભાખે જેહ ॥ ૯૪ ॥
આત્મ લાભ હવો ઉંલાસ,
જહાં તિહાં દીઠો સવિ વાસ
ઉમીયા પ્રત્યે બોલ્યા ઇશ,
પદ પૂરણ કહે જગદીશ ॥ ૪૯૫ ॥

ઇતિ શ્રી ઉમામહેશ્વર સંવાદે:
બ્રહ્મજ્ઞાન ઉપદેશ એ કથા.

**श्रीशिवगीता श्रीहस्तामल संपूर्ण.**

સંવત ૧૮૦૬ ભાદરવા સુદ પંચમીને શનીવાર